# નૂતન-માનસશાસ્ત્ર



એલ. દત્ત. વિદ્યાવાચસ્પતિ.
બી.એ. (ઓનર્સ); સાહિત્યરત્ન,
વખારિયા પી. જે. હાઈસ્કૂલ,
કલોલ (ઉ. ગુ.)

મૂલ્ય રૂ. ૨-૮-૦

પ્રકાશક :
મહાજન પબ્લીશીંગ હાઉસ
સેન્ટ્રલ બેંકની બાજુમાં, ગાંધીમાર્ગ, અમદાવાદ.

# અનુક્રમણિકા

# ભૂમિકા

વર્તમાન યુગમાં મારી દષ્ટિએ એટલું કોઈ પણ વિષયનું મહત્ત્વ નથી જેટલું મનોવિજ્ઞાન અને શિક્ષણશાસ્ત્રનું. છે શિક્ષણ ગમે તેટલું હોય પણ જ્યાં સુધી માણસ માનસને ન ઓળખી શકે ત્યાં સુધી તે નકામું છે. વર્તમાન યુગમાં જે સામાજિકતા પ્રાપ્ત થાય છે તેમાં સામાજિક ઉન્નતિ શાળાઓ અને સંસ્થાઓનો સંબંધ અને વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે જે એક મોટી ખાઈ પડેલી છે તેની પૂર્તિ માનસશાસ્ત્ર કરે છે. આજે તો એક એવો યુગ આવી ગયો છે કે જેમાં દરેક માણસ શિક્ષણ પ્રાપ્ત કરીને શિક્ષક બનવાની ઇચ્છા કરે છે. મેં કેટલાય એવા ટ્રેઈન્ડ શિક્ષકો જોયા છે, જે આ શાસ્ત્રના વિષયમાં મોટી ભૂલો કરે છે. માનસશાસ્ત્ર એક સાધારણ શાસ્ત્ર નથી. પ્રાચીન યુગમાં જે આચાર્યો હતા તે વિદ્યાર્થીઓને પુત્રવત્ સમજતા હતા. અને શિષ્યો પણ બ્રહ્મચર્યાશ્રમમાં રહીને ગુરુની સેવા કરતા હતા. તે યુગનું એક ધોરણ હતું કે વિદ્યાર્થી ગુરુના નામે ઓળખાતો હતો. પણ આજના યુગના વિદ્યાર્થીઓ હું એમ.એ. છું, બી.એ. છું આવી રીતે પોતાને ઓળખાવે છે. માનસશાસ્ત્રની દષ્ટિએ જ્યાં સુધી કોઈ પણ વ્યક્તિના માનસનો વિકાસ અપૂર્ણ છે ત્યાં સુધી એની પૂર્ણ ઉન્નતિ પણ થતી નથી. ગૂજરાતીમાં શિક્ષણશાસ્ત્રની ચોપડીઓ બહુ ઓછી છે. અને આ આવશ્યકતાની પૂર્તિ પણ બહુ જ જરૂરની છે. આમાં બહુ સરળ ભાષામાં શિક્ષણ અને માનસશાસ્ત્ર ઉપર જે જે વિચારોની આવશ્યકતા હતી તે પૂર્ણ રૂપેણ આમાં મૂકવામાં આવ્યા છે. પાછળના બે પાઠો જે આમાં જોડવામાં આવ્યા છે તે બહુ મહત્ત્વપૂર્ણ છે, અને આજના શિક્ષણમાં જે મુશ્કેલીઓ ઊભી થાય છે એની પૂર્તિ કરે છે. મનોવિજ્ઞાન અને શિક્ષણશાસ્ત્રનો શો સંબંધ છે તે માટે વિશેષ ભૂમિકામાં લખવાની જરૂર નથી. આ બધી વસ્તુઓ તો ચોપડી વાંચવાથી સ્પષ્ટ થઈ જશે.

બાળકોનો શારીરિક અને માનસિક વિકાસ થવો અત્યન્ત આવશ્યક છે અને ઉચિત પરિસ્થિતિઓમા આનો વિકાસ થવાથી આપણે એવી વ્યક્તિઓ પણ તૈયાર કરી શકીએ છીએ કે જેઓ પોતાનુ જીવન સમાજ માટે ઉપયોગી બનાવી શકે સામાજિક વ્યક્તિ તે જ છે જે પોતાની શક્તિથી અશક્તોને પણ પોતાની સાથે લઈને ચાલે, કારણ કે માણસનુ આખુ જીવન એક સગ્રામ છે જે આનાથી ડરે છે તે દુ ખી થાય છે આજના બાળકો જ આવતી કાલના નાગરિકો છે જો આપણે બાળકોને સારા નાગરિક બનાવવાના છે તો આપણે જોવુ પડશે કે બાળકની મુખ્ય પ્રાકૃતિક પ્રવૃત્તિઓ શુ છે ? તેઓનો કેવી રીતે વિકાસ થાય છે ? શુ કરવાથી તેને ઉચિત માર્ગે વાળી શકાય છે ? બાળકનો માનસિક વ્યાપાર શો છે ? અને તે પોતાના વ્યવહારમા તેઓનો પ્રયોગ કેવી રીતે કરે છે ? આ બધી વાતો શિક્ષકને મનોવિજ્ઞાન બતાવે છે એટલા માટે શિક્ષકે આ વિષય જાણવો ઘણો જ આવશ્યક છે આ ચોપડી એસ ટી સી, ટી ડી, એલ ટી., બી ટી, બી એડ એમ એડ, વગેરેનુ શિક્ષણ લેનાર શિક્ષણાર્થી માટે લખવામા આવી છે શિક્ષણના નિયમોને જાણીને શિક્ષક કામ તો ઠીક કરી શકે છે, પણ આ નિયમો જાણવા, અને ય ત્રવત્ આ નિયમોનુ પાલન એને માટે યોગ્ય નથી શિક્ષક એક વૈજ્ઞાનિક મિસ્ત્રી છે અને એને આજના ય ત્રરૂપી વિદ્યાર્થીઓને ઘડવાના છે બાળક પ્રાણી છે નિર્જીવ વસ્તુ નથી કે જેને માટે ય ત્રવત્ વ્યવહાર કરી શકાય મારા વિચારથી તો બાળકની માનસિક સ્થિતિ જાણ્યા વગર એની સાથે કોઈ પણ જાતનો વ્યવહાર કરવો એ ભૂલ છે આ ચોપડીથી બધા શિક્ષણ પ્રેમીઓને સ તોષ થશે તો હુ મારો પરિશ્રમ સફળ ગણીશ આ ચોપડી મનોવિજ્ઞાન અને શિક્ષણના સબ ધમા પૂરતુ જ્ઞાન આપી શકશે

આ ચોપડી લખવામાં મારા મિત્ર શ્રી શ કરલાલ શાસ્ત્રી, સાહિત્યાચાર્ય., સાહિત્ય. રત્ન., એમ. ટી. સી. એ. મદદ કરી છે તે. બદલ હુ એમનો ઋણી છુ

# શૈક્ષણિક-માનસશાસ્ત્ર

## ૧ : શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો સંબંધ

માનસશાસ્ત્ર એ એક એવો વિષય છે કે જેનું જ્ઞાન આધુનિક કાળમાં દરેક શિક્ષક માટે આવશ્યક છે. સંસારના બધા દેશોમાં એવો કયો દેશ બાકી છે કે જ્યાં શિક્ષણનું કાર્ય ચાલતું ન હોય. પરન્તુ ભારતમાં તો આ કાર્ય ઘણા જ પ્રાચીન કાળથી ચાલતું આવ્યું છે. રામાયણ અને મહાભારતના જમાનામાં ચાર આશ્રમો હતા. એમાં પહેલો જ આશ્રમ શિક્ષણ માટે હતો. જેને આપણે બ્રહ્મચર્યાશ્રમ કહીએ છીએ. બ્રહ્મચર્યાશ્રમમાં ગુરુ અને શિષ્યનો સંબંધ એટલો ઉચ્ચ હતો કે વિદ્યાર્થી ગમે ત્યા જાય તોપણ એ એના ગુરુના નામે ઓળખાતો હતો. અને દરેક જગ્યાએ એનો આદર પણ થતો હતો. આ આધારથી આપણે કહી શકીએ છીએ કે પ્રાચીન આચાર્યોને માનસશાસ્ત્રનું સારું જ્ઞાન હતું. માનસશાસ્ત્ર જાણવાથી દરેક શિક્ષકને પોતાનાં કાર્યોમાં ઘણી મદદ મળી શકે છે. અને એનાં કાર્યો ઉપર પ્રભાવ પાડી શકે છે. કારણ કે સારો શિક્ષક એ જ ગણાય છે કે જેનાં કાર્યો પ્રભાવશાળી હોય. આ વસ્તુ ઉપર બહુ થોડા વર્ષોથી વિચારો ઉત્પન્ન થવા લાગ્યા છે અને જુદાજુદા પ્રયોગો પણ થાય છે. જૂના શિક્ષક માટે જરૂરી હતું કે જે શિક્ષણ બાળકને આપવાનું છે તે શિક્ષણમાં આચાર્યે નિષ્ણાત થવું. તે વખતમા ઉપાધિ અને પ્રમાણપત્રોની કંઇ કિંમત ન હતી. અને જે પુરુષ જે વિદ્યામાં પ્રવીણ હતો તે પુરુષ તે વિદ્યાનું શિક્ષણ આપી શકતો હતો. વર્તમાન સમયમાં પણ આ વસ્તુ કરી શકાય છે. આજના સમયમા આપણે શિક્ષણ જાણીએ છીએ, પણ બાળકોની રુચિને નથી જાણતા. જ્યારે જૂના જમાનામાં શિક્ષણ અને બાળકોની રુચિ એ બે વિષયોનું અધ્યયન કરવામાં આવતું, આજે જે શિક્ષકો શિક્ષણક્ષેત્રમાં અસફળ થાય છે, એનું મુખ્ય કારણ એ છે કે તે શિક્ષણ જાણે છે, - પણ

બાળકોની પ્રકૃતિને નથી જાણતા. લંડનમા એક જૂના પ્રાધ્યાપક છે. તેઓ હજુ જીવે છે. એ કહે છે કે જે શિક્ષક બાળકને ભાષા શિખવાડવા માગે છે તેને ભાષાનુ જ્ઞાન જ જરૂરી નથી, પણ ભણનાર બાળકને પણ પૂર્ણ રીતે ઓળખવાની જરૂર છે અર્થાત્ એ બાળકની મનોવૃત્તિઓ જાણવી જરૂરી છે. આજથી કટલાક વર્ષો પહેલા સ્વીટઝર લેન્ડમા એક મહાન શિક્ષક થઈ ગયો છે. જેનુ નામ 'પેસ્ટોલોઝી" હતુ. એણે પણ આ જ વસ્તુ ઉપર ધ્યાન આપ્યુ છે, કે શિક્ષકનું મુખ્ય કર્તવ્ય એ છે કે બાળકોના મનોવૃત્તિ ઉપર તે પૂર્ણ ધ્યાન આપે. કારણ કે શિક્ષકને પોતાના કાર્યમા સફળતા ત્યા સુધી મળતી નથી કે જ્યા સુધી બાળકની માનસિક સ્થિતિનું જ્ઞાન ન હોય, બાળકનો માનસિક વિકાસ કેવી રીતે થાય છે ! શિક્ષણ માટે બાળકોમા કેવી રીતે વિચાર ઉત્પન્ન થાય છે. બાળકની માનસિક શક્તિ શિક્ષણ તરફ ધ્યાન આપે છે કે નહિ ? અને શિક્ષણના ક્ષેત્રમા શિક્ષક અને બાળક એના પ્રયોગો સારી રીતે કરે છે કે નહિ ? હું તો આ અસત્ય માનું છું કે પેસ્ટોલોઝીના પહેલા કોઇએ આ વસ્તુ ઉપર ,ધ્યાન આપ્યું ન હોય પણ એટલું ,કહી શકાય છે કે પહેલા આ વાત ઉપર ,કોઈએ પૂરો વિચાર ન કર્યો હોય. અથવા એના પ્રયોગો ન કરવામા આવ્યા હોય આ ,કારણથી જ આ વસ્તુની શોધનું અભિ ,નંદન પેસ્ટોલોઝીને આપવામા આવ્યું હોય. પેસ્ટોલોઝી ,આ વિદ્યાના ,વધારે પ્રયોગો ન કરી શકયો. પરંતુ એના પછી તો શિક્ષણશાસ્ત્રમાં ,ઘણા ,શિક્ષણશાસ્ત્રીઓ થઇ ગયા ફ્રોબેલ, હરબાર્ટ, મોન્ટેસોરી, ડયુઈ , આ લોકોએ એના વિચારોનું વિસ્તારપૂર્વક પ્રદર્શન કર્યું. અને મનો- વિજ્ઞાનના શિક્ષણશાસ્ત્રમાં પૂર્ણ પ્રયોગો કર્યાં, ભગવાનની કૃપાએ જો આજે એ જીવિત,હોત તો એને આજની વર્તમાન સ્થિતિ ઉપર ઘણો ,હર્ષ, ઉત્પન્ન થાત., કારણ કે પેસ્ટોલોઝી ,જે સમયમાં જન્મ્યો હતો ,તે વખતે ઘણી મુશ્કેલીઓ હતી, એનું મુખ્ય કારણ આ ,પણ ,થઈ શકે ,છે કે, આજથી , સો વર્ષ પહેલાં લોકો માનસશાસ્ત્ર ,ઉપર

એટલું નહિ જાણતા હતા, જેટલું આજે જાણે છે. વર્તમાનકાળ એક પ્રગતિવાદ યુગ છે, માણસે ઘણી ઉન્નતિ કરી છે. જૂના સમયમાં આવી વિદ્યા જેનું રૂપ પૂર્ણ રીતે સ્પષ્ટ ન હતું, જેના વિષયમાં વૈજ્ઞાનિક લોકો નિશ્ચિત ન કરી શકયા હતા કે આ વિદ્યા શું છે? એના ઉદ્દેશ્યો શું છે? જ્યાં સુધી આ વસ્તુઓ ઉપર ધ્યાન ન અપાય ત્યાં સુધી આ વિષયની કોઈપણ વાત ઉપર પ્રભાવ નહિ પડી શકતો હતો. પણ મને લખતા હર્ષ થાય છે કે આજના વૈજ્ઞાનિક યુગમાં, બહુ ટૂંક સમયમાં માનસશાસ્ત્રે અને શિક્ષણ શાસ્ત્રે એટલી ઉન્નતિ કરી છે કે જેટલી જૂના સમયમાં પણ થઈ ન હતી. વિજ્ઞાનવેત્તાઓ નિર્ણય કરી ચૂક્યા છે કે આ વિષયનું અધ્યયન કેવી રીતે કરી શકાય, અને આપણે કેવા ઉદ્દેશો આગળ મૂકી શકીએ. આનાથી સ્પષ્ટ છે કે હજુ માનસશાસ્ત્ર બાલ્યાવસ્થામાં છે. પરંતુ થોડા સમયમાં આ વિજ્ઞાને એટલી ઉન્નતિ કરી છે કે કોઈપણ વિજ્ઞાન, જેનો મનુષ્યની માનસિક સ્થિતિથી સંબંધ છે, આ વિજ્ઞાનની નિશ્ચિત કરેલી વાતોને પ્રયોગમા લાવ્યા સિવાય પોતાનું કાર્ય પૂર્ણ રૂપથી નથી ચલાવી શકતું માનસિક શિક્ષણમાં જે કલ્પનાઓ અને વિચારો જૂના સમયથી ચાલી રહ્યા છે એનું સંશોધન કરવામાં આવ્યું છે માણસ અને જીવજન્તુઓ ઉપર કેટલાય પ્રયોગો કરવામાં આવ્યા છે જેનાથી એઓની માનસિક શક્તિઓ આપણે શોધી શકીએ, શિક્ષણશાસ્ત્ર ઉપર તો માનસશાસ્ત્રે ઘણો જ વધારે પ્રકાશ નાખ્યો છે. હુ તો એ જ કહીશ કે સફળતા ઇચ્છનાર શિક્ષક માટે આના નિયમો જાણવા ઘણા આવશ્યક થઈ ગયા છે. કારણ કે જો શિક્ષક આ નિયમો જાણવાની ઇચ્છા નથી કરતો તો તે સફળ શિક્ષક ન કહી શકાય

આ વિદ્યાનો પ્રયોગ કરતાં પહેલાં આ વાત આપણે નિશ્ચિત રૂપથી જાણવી જરૂરી છે કે આ વિદ્યા શું છે? અને આ વિદ્યા દ્વારા આપણે શું શીખી શકીએ છીએ? એટલે હવે આપણે આ વાત

જોવાની છે કે આજના યુગમાં મનોવિજ્ઞાન શું છે? અને આ વિજ્ઞાનના મુખ્ય ઉદ્દેશો કયા છે? મનોવિજ્ઞાન જે સ્વરૂપમાં આપણે અત્યારે જોઇએ છીએ તે એક નવીન વિદ્યા જેવું દેખાય છે. પણ એ એક નવીન વિદ્યા જ નથી, આ વિદ્યા કોઈને કોઈ રૂપમાં બહુ જૂના સમયથી ચાલતી આવી છે. હું તો એમ માનું છું કે જૂના સમયમાં આ વિદ્યા તર્કશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રનું એક અંગ હતું કારણ કે દરેક તત્વજ્ઞાની આ વાતની ચિન્તામાં હતો કે તે કેવી રીતે બતાવી શકે છે કે આત્મા શું છે? આત્મા અને શરીરનો સંબંધ શું છે? આજથી બે હજાર વર્ષ પહેલાં યુનાન દેશમાં પ્લેટો નામનો એક મહાન જ્ઞાની થઈ ગયો છે. એનો એક મહાન શિષ્ય પણ હતો, જેનું નામ એરિસ્ટોટલ હતું. આ બે વિદ્વાનોએ પાશ્ચાત્ય દેશોમાં દર્શન શાસ્ત્રનો પાયો નાખ્યો હતો.

એ વખતે આત્માના વિષયમાં જે કંઇ પણ વિચારો પ્રચલિત હતા, એરિસ્ટોટલે એ વિચારોને એક નવું અને નિશ્ચિત રૂપ આપ્યું હતું. એનું કહેવું હતું કે જીવની મુખ્ય વસ્તુ આત્મા ગણાય છે. આત્મા વગર શરીર ફક્ત એક મૃત શરીર ગણાય છે. જીવ જે કંઈ છે અને જે કંઈ કરી શકે છે એનું મુખ્ય કારણ એનો આત્મા છે. થોડા સમય પછી જ્ઞાનીઓએ આ નિશ્ચિત કર્યું કે આત્માની બે દશાઓ હોય છે. જે દરેક જીવ માટે મુખ્ય વસ્તુ છે. એક દશા દ્વારા માણસને માનસિક શક્તિ પ્રાપ્ત થાય છે. અને બીજી દશાથી એને ધર્મ સંબંધી જ્ઞાન પ્રાપ્ત થાય છે. આવી રીતે જ્યારે આત્માના બે વર્ગ પાડવામાં આવ્યા ત્યારે પહેલો વર્ગ માનસશાસ્ત્રીઓએ લઈ લીધો અને બીજા વર્ગ ઉપર દાર્શનિકો વિચાર કરવા લાગ્યા. આવી રીતે કેટલાય વિચારો ઉત્પન્ન થયા કે માનસશક્તિ શું છે? અને એનો મનુષ્યના દેહ સાથે શો સંબંધ છે? માનસશાસ્ત્રીઓ સમજી ગયા કે માનસિક અને દૈહિક શક્તિઓ જુદી જુદી છે. પરંતુ જુદી જુદી હોવા છતાં પણ એકનો પ્રભાવ બીજી ઉપર કેવી રીતે પડે છે? આ

વસ્તુ ઉપર વિચાર કરવાની આવશ્યકતા છે. આ વિષય ઉપર ડેકાર્ટ નામના એક ફ્રાન્સીસ વિજ્ઞાનવેત્તાએ સૌથી પહેલાં વિચારો પ્રગટ કર્યા. એણે મન અને જડપદાર્થનો ભેદ સ્પષ્ટ કરી નાખ્યો, એણે કહ્યું કે આ બે પદાર્થ છે, પરંતુ એમાં પ્રાકૃતિક સંબંધ નથી જડ પદાર્થ એ એક એવો પદાર્થ છે કે જે જગ્યા રૂંધે છે. અને મન એવી વસ્તુ છે કે જેને જગ્યાની જરૂર પડતી નથી. મનનું મુખ્ય કર્તવ્ય છે કે એ મનુષ્યને ચેતના પ્રદાન કરે. કારણ કે ચિત્તવૃત્તિનું મુખ્ય કારણ મન ગણાય છે અને મન ફક્ત ચિત્તવૃત્તિના રૂપમાં જ પ્રકટ થાય છે. ડેકાર્ટની આ મીમાંસાનુ ઘણું મહત્ત્વ હતુ. અને આનું પરિણામ એ આવ્યું કે વિજ્ઞાનવેત્તાઓ તે વખતથી જ મનુષ્યની ચિત્તવૃત્તિઓ ઉપર વિચાર કરવા લાગ્યા. અને આ વિષય ઉપર વિચાર કરવો એ પોતાનું મુખ્ય કર્તવ્ય માની લીધું. જ્ઞાનીઓ ચિત્તવૃત્તિના જુદા જુદા અર્થો કરવા લાગ્યા. બધામાં સરળ એ હતું કે માણસની ચિત્તવૃત્તિ એની અભિજ્ઞતા છે. જ્યારે મનુષ્ય નિસ્વપ્ન ગાઢ નિદ્રામાં ઊંઘી જાય છે ત્યારે એમાં કોઈ ચિત્તવૃત્તિ નથી હોતી. જેમ જેમ એના ઉપરથી નિદ્રાનો પ્રભાવ દૂર થતો જાય છે તેમ તેમ એ જાગૃત બને છે. અને એની ચિત્તવૃત્તિ પણ વધતી જાય છે. જો આપણે ચેતના શોધવી હોય તો એને માટે આપણે આંતરનિરીક્ષણની જરૂર છે. કારણ કે દરેક મનુષ્યની ચેતના જુદી જુદી હોય છે. અને એની શોધ ફક્ત મનુષ્યના અંતરાવલોકનથી જ થઈ શકે છે. કારણ કે અંતરાવલોકનથી જ આપણી ચિત્તવૃત્તિનું સ્વરૂપ શોધી શકાય છે, અને આપણે અનુમાન કરી શકીએ છીએ કે બીજા માણસની ચિત્તવૃત્તિ પણ આવી દશામાં આવી જ થઈ શકે છે. આ કારણને લીધે વિજ્ઞાનવેત્તાઓએ ચેતનાના વિષયમાં ચિન્તન કરવું એ એક મોટું કર્તવ્ય સમજી લીધું. થોડો સમય ગયા પછી એ વિચારવામાં આવ્યું કે મનુષ્ય જે કંઈ કામ કરે છે તે ચેતનાવસ્થામાં જ કરી શકે છે. અને મનુષ્યમાં જ્યારે ઉત્તેજના પ્રકટ થાય છે ત્યારે જ એ વ્યવહાર કરી શકે છે.

જ્યારે એ વ્યવહાર કરે છે ત્યારે એમા ચેતના હોય છે એટલે જો આપણે ચેતના શોધી કાઢવી હોય તો એના વ્યવહારનુ નિરીક્ષણ કરવુ જરૂરી છે. આ કારણને લીધે જ વિજ્ઞાનવેત્તાઓ મનુષ્યના વ્યવહારને જોવા લાગ્યા, એને સમજવા લાગ્યા, અને એના ઉપર વિચાર કરવા લાગ્યા આની રીતે તર્કશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રથી માનસશાસ્ત્રની વિદ્યાની શરૂઆત થઈ અને આગળ જતાં આ વિદ્યાએ જુદાં જુદાં સ્વરૂપ ધારણ કર્યાં સૌથી પહેલા તો એ આત્મવિદ્યાના નામથી પ્રસિદ્ધ થઇ, પછી મનોવિદ્યાના નામથી, એના પછી ચેતનવિદ્યાના નામથી, અને અંતમા મનોવ્યવહારના નામથી પ્રસિદ્ધ થઈ વ્યવહારને જ્યારે ચેતનાનુ મુખ્ય સ્વરૂપ માનવામા આવ્યુ ત્યારે આ વિદ્યામા એક નવીન વાત આની આની અધ્યયન પ્રણાલીમા રૂપાન્તર થયું-વ્યવહારથી દરેક વાતનુ સંશોધન આરંભાયું. પહેલાં કેવળ અંતરાવલોકનથી મનુષ્યની ચેતના શોધી શકાતી હતી. હવે ચેતના વ્યવહાર રૂપમા પ્રગટ થવાથી બધી મુશ્કેલીઓ દૂર થઇ ગઈ કારણ કે અંતરાવલોકન તો વ્યક્તિ પોતે જ કરી શકે છે પણ વ્યવહાર રૂપમા તો એને બીજા લોકો પણ જોઇ શકે છે. જ્યારે મનુષ્યની આગળ ઉત્તેજના ઉત્પન્ન થાય છે ત્યારે એ વ્યવહાર કરે છે, અને વ્યવહાર કરવાથી જ એની મનોવૃત્તિ શોધી શકાય છે. આ કારણને લીધે જ મનોવિજ્ઞાનમા પ્રયોગો શરૂ થયા માણસ અને જીવજન્તુઓ ઉપર જુદા જુદા પ્રયોગો કરવામા આવ્યા. આ બધી વસ્તુઓનું પરિણામ એ થયુ કે થોડા જ વખતમા આ વિદ્યાએ પૂર્ણ વિજ્ઞાનનુ રૂપ ધારણ કરી લીધું. આજકાલ જે પ્રયોગો કરવામા આવે છે, એનાથી આપણે સરળતાથી શોધી શકીએ છીએ કે મનોવિજ્ઞાનના અધ્યયનની વિધિ રસાયણશાસ્ત્ર અને ભૌતિકવિજ્ઞાન જેવી છે પણ રસાયણશાસ્ત્ર અને ભૌતિક વિજ્ઞાનને મનોવિજ્ઞાન ન માની લેવું જોઇએ કારણ કે રસાયણશાસ્ત્ર અને ભૌતિકવિજ્ઞાનમા પ્રયોગો જડ વસ્તુ ઉપર કરવામાં આવે છે અને મનોવિજ્ઞાનમા જીવિત વસ્તુઓ ઉપર કરવામાં આવે

છે. આ વસ્તુને લીધે જ બંનેની તુલના એક આધાર ઉપર ન કરી શકાય. કેટલાય વૈજ્ઞાનિકો તો એવી રીતે વાટસન, થાર્ન ડાઈક અમેરિકામાં અને પાવલી રૂસમાં આ પક્ષમાં છે કે મનોવિજ્ઞાન ભૌતિક વિજ્ઞાન જેવું જ છે. આ લોકોએ કૂતરાં, બિલાડી, ઉંદર, વગેરે જાનવરો ઉપર ઘણા પ્રયોગો કર્યા છે. અને જુદી જુદી કલ્પનાઓ ઉપસ્થિત કરી છે, પણ ઇંગ્લાંડ, જર્મની અને સ્કોટલેન્ડના મનોવિજ્ઞાન-વેત્તાઓ વ્યવહારને મુખ્ય માને છે, પણ અંતરાવલોકન ઉપર ધ્યાન આપવાનું ઉચિત સમજે છે.

મનોવિજ્ઞાનમાં વ્યવહાર ઉપર જોર આપવાથી આ વિજ્ઞાનનો પ્રભાવ શિક્ષણશાસ્ત્ર ઉપર બહુ પડયો છે. બાળકોના વ્યવહાર ઉપર ધ્યાન આપવામાં આવે છે, અને ભવિષ્ય માટે પણ એના કેટલાય પ્રયોગો ચાલી રહ્યા છે. બાળકોની મનોવૃત્તિ સમજવા માટે આજના વૈજ્ઞાનિકો કેટલાય પ્રયોગો કરી ચૂકયા છે. અને આ પ્રયોગોદ્વારા તેઓ સમજી શકયા છે કે જૂના જમાનામાં શિક્ષણ-પ્રણાલીમાં કેટલી ત્રુટિઓ હતી, આ ત્રુટિઓ દૂર કરીને શિક્ષણપ્રણાલીને કેવી રીતે સંશોધિત કરી શકાય અને બાળકોને કેવી રીતે શિક્ષણ આપી શકાય એ વાતો નિશ્ચિત કરાય છે. બાળક જ્યારે સંસારમાં જન્મ લે છે ત્યારે એ કયી કયી શક્તિઓ લઈને આપણી આગળ આવે છે, તેની પ્રાકૃતિક શક્તિઓનો વિકાસ કેવી રીતે થાય છે? કયી કયી પરિસ્થિતિમા તે આગળ વધે છે અને ઉન્નતિ કરે છે? પ્રાકૃતિક શક્તિઓથી કેટલી મદદ મળે છે? એના ચારિત્રનો વિકાસ આ શક્તિઓથી કયાં સુધી થાય છે? શિક્ષકે શું શું કરવાનું છે? જેનાથી આ શકિતઓનો પ્રયોગ કરીને બાળકોમાં સારું ચારિત્ર ઉત્પન્ન કરી શકાય. બાળકનાં જીવનમાં કયી કયી વખતે કયી કયી શકિતઓનો વિકાસ થાય છે. અને શિક્ષકે આ શકિતઓ માટે કયાં સુધી ધ્યાન આપવાનું છે? બાળકનો માનસિક વિકાસ કેવી રીતે થાય છે? રુચિ અને માનસિક પ્રયત્નનો શો સંબંધ છે?

આવી જાતના પ્રશ્નોના ઉત્તરો આજના યુગમાં સરળ બની ગયા છે.

માનસશાસ્ત્ર અને શિક્ષકનો શિક્ષણકાર્યમા ગાઢ સંબંધ છે. શિક્ષણકાર્યમાં માનસશાસ્ત્ર કેટલું ઉપયોગી થઈ શકે છે તે વિષે આપણે હવે જોઈએ. કારણ કે જો આપણે બાળકોને કેળવણી આપના માગીએ છીએ તો બાળકના માનસનો અભ્યાસ કર્યા વગર આપણે એને સાચી કેળવણી નથી આપી શકતા. આપણું ધ્યેય બાળકનો સર્વાંગી વિકાસ કરવાનુ છે એટલે શિક્ષણ તરીકેની આપણી એ ફરજ છે કે બાળકના માનસને આપણે બધી રીતે સમજી શકીએ. કેળવણી એટલે શું? જો આપણે એનો અર્થ કરવા જઈએ તો આપણે એ જાણી શકીશું કે બાળકમા જે તત્ત્વો હોય છે તે તત્ત્વોને યોગ્ય રીતે બહાર લાવવા અને એ તત્ત્વોનો યોગ્ય રીતે વિકાસ કરવો. જો આ પ્રમાણે આપણે કરી શકીશું તો આપણે કહી શકીએ છીએ કે આનુ નામ સાચી કેળવણી છે. આ તત્ત્વો શું છે? તે ક્યાં જગ્યાએ રહેલા છે? એનાં સ્વરૂપો કેવાં છે? અને તેઓને બહાર લાવીને આપણે કેવી કેવી યોજનાઓ બનાવી શકીશું? આ બધા ઘણા પ્રશ્નો માટે જરૂરી છે કે આપણે માનસશાસ્ત્રના સિદ્ધાંતોને સમજીએ. શિક્ષણક્ષેત્રમાં માનસશાસ્ત્ર સારી રીતે મદદ રૂપ નીવડે છે. જો શિક્ષણનું કાર્ય સરળ અને સુંદર બનાવવું હોય તો એનું માર્ગદર્શન માનસશાસ્ત્રથી જ મળે છે. જુદા જુદા દેશોની કેળવણીનું ધ્યેય અને સિદ્ધાન્તો માનસશાસ્ત્રના આધારે નક્કી કરાયેલા હોય છે. જુદા જુદા દેશોના ઈતિહાસોથી આ બધી વાતોનું વિવરણ જાણી શકીએ છીએ. જેવી રીતે દેશની જરૂરિયાતો વધતી જાય છે તેવી રીતે કેળવણી વધતી જાય છે અને તેમાં સુધારા થયા કરે છે. જેવી રીતે ભારતમાં સ્વતંત્રતા પછી બુનિયાદી તાલીમની જુદી જુદી યોજનાઓ બનાવવામાં આવી છે, અને જે તાલીમ બાળકોના માનસને ઉપયુક્ત નથી તે તાલીમ નિષ્ફળ જવાની છે. મોટા મોટા

કેળવણીકારોને જુદી જુદી જાતના પ્રયોગો કરવા પડે છે. માનસ-શાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરવો પડે છે. બધા બનેલા અભ્યાસક્રમોમાં ધ્યાન આપવું પડે છે. અને યોજનાઓની સફળતા અને અસફળતા જોવાના પ્રયાસ કરવા પડે છે. આ માટે જે પાઠ્ય-પુસ્તકો અભ્યાસ ક્રમમાં રાખવામાં આવે તે પાઠ્યક્રમનું અધ્યયન પણ કરવું પડે છે અને પાઠ્ય-પુસ્તક બનાવનાર વ્યક્તિઓને પણ ફરજ પાડવી પડે છે કે બાળકના માનસનું સંપૂર્ણ અધ્યયન કરીને જ પાઠ્યપુસ્તકો તૈયાર કરે.

બાળકનો વિકાસ દરરોજ થાય છે. અને એના જીવનનો વિકાસ કેવી રીતે થાય, એ પોતાના જીવનમા કેવી રીતે આગળ વધે, તેના માનસિક વિકાસમા કેવી રીતે વૃદ્ધિ થાય, આ બધી વાતો ધ્યાનમાં રાખીને જ આપણે બાળકને શિક્ષણ આપવું પડશે. બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, કૌમાગવસ્થા, યુવાવસ્થા બધી વાતો ઉપર ધ્યાન આપીને શિક્ષણ આપવુ પડશે. આ નૂતન શિક્ષણનો એક અગત્યનો સિદ્ધાન્ત છે. બાળકના સહવાસમાં રહેનાર વ્યક્તિઓ જ જાણી શકે છે કે એનાં સુંદર તત્વો કયાં રહેલાં છે? અને એના વ્યક્તિત્વનો વિકાસ કેવી રીતે થાય એ જાણવું અગત્યનું છે. માનસશાસ્ત્રના અભ્યાસ વગર શિક્ષકને આ કાર્યમાં સફળતા મળી શકતી નથી. આપણે જોઈએ છીએ કે બધાં બાળકો સારા હોતાં નથી, શાળામાં આવનાર દરેક બાળક શારીરિક અને માનસિક દૃષ્ટિથી એક બીજાથી ભિન્ન હોય છે, અને આ ભિન્નતા શા માટે હોય છે એ પણ જાણવું શિક્ષક માટે જરૂરી છે. કેળવણીનો મુખ્ય ઉદ્દેશ્ય સારા નાગરિકો બનાવવા અને બધાંનો ચારિત્ર્ય-વિકાસ કરવાનો છે. શાળા તો આજે સમાજ છે. કારણ કે આજનાં બાળકો આવતી કાલના નાગરિકો છે. આ માટે જ જીવનનું ઘણુંખરું શિક્ષણ શાળામાં જ અપાય છે. શાળાના કાર્યમાં વિદ્યાર્થી મદદ કરે, ઈતર પ્રવૃત્તિમાં ભાગ લે, ભવિષ્યના લોકશાસન માટે તૈયાર

થાય, એ જ આપણે ઈચ્છીએ છીએ. આ બધી વાતો સાથે શિસ્ત-પાલન પણ શાળાનું એક મોટું અંગ છે. આ માટે સાધારણ શિક્ષા, ઇનામો, શાબાશી અર્થાત સામ, દામ, દંડ ભેદ બધી નીતિઓ કામમાં લેવી પડે છે.

માનસશાસ્ત્રથી શિક્ષકને પોતાને પણ સમજવાની શક્તિ મળે છે જે શિક્ષક પોતાની ફરજને ઓળખે છે તેના શિક્ષકના વ્યક્તિત્વની અસર બીજા બધા વર્ગો ઉપર પડે છે. કારણ કે બાળકમાં નકલ કરવાની એક પ્રવૃત્તિ હોય છે. એટલે બાળક પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે અનુકરણ કરીને શિક્ષકના જીવનમાંથી ઘણું ઉદ્ધૃત કરે છે આસપાસના વાતાવરણમાંથી, વ્યક્તિઓના વર્તનમાંથી તે ઘણું શીખે છે. આશ્રમોનું વાતાવરણ બદલાઈને આજે શહેરી વાતાવરણ થઈ ગયું છે. શિક્ષકનુ જીવન પણ બદલાઈને આજે તો પ્રવૃત્તિશીલ બની ગયું છે કેટલાય શિક્ષકો તો પોતાના વ્યક્તિત્વને ટકાવી રાખવા એવા રસ્તાઓ લે છે જે વિકૃત કહેવાય છે. ખોટી રીતે વર્ગ ઉપર ચિડાવું, ગમે તેમ શિક્ષા કરવી, નોકરીની અસ્થિરતા, ઘરની મૂઝવણ અતૃપ્ત ગૃહસ્થજીવન, અહમ્, અતૃપ્ત વાસનાઓ, પોતાની શારીરિક ખોડ વગેરે વગેરે ઘણાં કારણો શિક્ષકના જીવનને વિકૃત બનાવે છે. પોતે જ મોડા આવનાર શિક્ષક બાળકોને નિયમિત કેવી રીતે બનાવી શકે ? જે શિક્ષકે માનસશાસ્ત્રનું અધ્યયન કર્યું છે તે પોતાની કમજોરીઓ દૂર કરવા જાગૃત રહે છે. અને પ્રયત્નશીલ બનીને આત્મવિકાસ સાધી શકે છે. હવે આપણે શિક્ષણનો આદર્શ " **सत्यम् शिवम् सुंदरम्** " સાધવાનો છે અને માનસશાસ્ત્રની મદદથી આગળ વધવાનું છે.

卐

## ૨: માનસશાસ્ત્રીય મૌલિક વાતો

માનસશાસ્ત્રના આધારે આપણે જોઇએ કે શિક્ષણશાસ્ત્રના કયા કયા નિયમો હોવા જોઇએ, આ વાતો નિશ્ચિત કર્યા પહેલાં આપણે થોડી એવી વાતો ઉપર વિચાર કરવાનો છે જે દરેક વિદ્યાર્થીએ જાણવી જોઈએ.

(૧) પહેલી વાત આપણે એ જાણવી જોઈએ કે માનસવિજ્ઞાનમાં આપણે દરેક જીવિત વસ્તુના વ્યવહારનું નિરીક્ષણ કરીએ છીએ. ભૌતિકવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રમા આપણે જડ વસ્તુઓ ઉપર પ્રયોગ કરીએ છીએ. અને આ બધી વસ્તુઓનુ નિરીક્ષણ કરીને આપણે એક સિદ્ધાન્ત બનાવીએ છીએ મનોવિજ્ઞાનમા સજીવ વસ્તુઓ ઉપર આપણે પ્રયોગ કરીએ છીએ. કારણકે સજીવ અને નિર્જીવ વસ્તુઓનો વ્યવહાર એક જ નિયમના આધાર ઉપર નથી હોતો. નિર્જીવ વસ્તુની સાથે આપણે ઇચ્છાનુસાર વ્યવહાર કરી શકીએ છીએ પણ સજીવ વસ્તુ સાથે આપણે ઇચ્છાનુસાર વ્યવહાર નથી કરી શકતા. એની રુચિઓ ઉપર આપણે ધ્યાન રાખવું પડે. દા ત ઘોડાને તળાવ ઉપર લઇ જવો સહેલો છે, પણ એને પાણી પાવાની શક્તિ કોઈમા નથી. સજીવ વસ્તુની આગળ આપણે ઉત્તેજના પ્રકટ કરી શકીએ છીએ. પણ આનો અર્થ એ નથી કે આપણી ઉત્તેજના મુજબ તે વ્યવહાર પણ કરે. આ એક મનોવૈજ્ઞાનિક નિયમ છે કે કોઈ પણ વ્યવહાર માટે રુચિની આવશ્યકતા હોય છે. વ્યવહારનું મુખ્ય કારણ રુચિ છે. જેવી રીતે દીવાનો પ્રકાશ આપણને અંધારામા માર્ગ બતાવે છે એવી જ રીતે ઉત્તેજના રુચિ માટે માર્ગદર્શક છે. એકલી ઉત્તેજના પણ વ્યવહાર માટે પર્યાપ્ત નથી સજીવ વસ્તુમાં એક વિશેષતા પણ હોય છે કે એ વ્યવહાર માટે સ્વતંત્ર છે. અને એ બહારની ઉત્તેજનાનો નોકર નથી વ્યવહાર માટે મનમાંથી એને આજ્ઞા મળે છે. સજીવ શરીરમા આંતરિક અભિપ્રાય હોય છે. અને

આ આંતરિક અભિપ્રાય એના વ્યવહારનું મુખ્ય કારણ હોય છે. આગળ આપણે જોઈશું કે મનુષ્યો અને જીવોમાં કયા કયા આંતરિક અભિપ્રાયો અને પ્રેરણાઓ હોય છે, જેને લીધે એ વ્યવહાર કરે છે. સજીવ વ્યકિતના વ્યવહારમાં સ્વતંત્રતા છે એ માટે એક બીજું પણ પ્રમાણ છે, એક જ વ્યકિત એક જ ઊત્તેજના જુદા જુદા વખતે ઉપસ્થિત થવાથી જુદા જુદા વ્યવહારો કરે છે. એ જરૂરી નથી કે એક ઉત્તેજના માટે હમેશા એક જ પ્રકારનો વ્યવહાર હોય. પણ આનો અર્થ આપણે એ પણ ન માની લેવો જોઈએ કે સજીવનો વ્યવહાર સ્વતંત્રતાને લીધે બિલકુલ અનિયમિત છે. આ વ્યવહાર માટે જો કોઇ શાસ્ત્ર અને નિયમ ન હોત તો મનોવિજ્ઞાન એક વિજ્ઞાન છે એમ ન કહી શકાત. વ્યવહાર માટે થોડા નિયમો અવસ્ય હોય છે પણ આ નિયમો આત્મગત છે.

(૨) હવે બીજો પ્રશ્ન એ છે કે "ચેતના" જેને આપણે વ્યવહારથી ગોધી શકીએ છીએ તે કઈ વસ્તુ છે? મનોવિજ્ઞાનનું મુખ્ય કર્તવ્ય માણસની માનસિક શક્તિઓને માનસિક વ્યવહાર દ્વારા સમજવાનું છે. માણસ ભૌતિકવ્યવહાર કેવી રીતે કરે છે અને એમાં ભૌતિક શક્તિઓ કઈ કઈ છે, એ જાણવું મનોવિજ્ઞાનનો મુખ્ય ઉદ્દેશ નથી. પણ આનો અર્થ એ પણ ન સમજવો જોઈએ કે માનસશાસ્ત્રના વિદ્વાનો ભૌતિક અવસ્થાઓ ઉપર ધ્યાન નથી આપતા. પણ તે મનુષ્યના જે કંઈ પણ ભૌતિક વ્યવહારોનો પ્રયોગ હોય છે તે ફક્ત એના માનસિક વ્યવહાર સમજવામાં જ કામ લે છે. માનસિક અને દૈહિક વ્યવહારનો સંબંધ શો છે? આ વસ્તુને હજુ સુધી કોઇ શોધી શકયું નથી. આ હજુ સુધી એક સમસ્યા જ બનેલી છે. આ ફક્ત માની લેવામાં આવ્યું છે કે જો કોઈ પણ વ્યવહારનું માનસિક અને દૈહિક અંગોમાં વિશ્લેષણ કરવામાં આવે તો આ બે અંગોનો સંબંધ જાણી શકાય છે. અને આ સંબંધ સ્પષ્ટ છે કે તે એક બીજાનાં કારણ નથી, પણ એક બીજાને સમાનાન્તર ચાલે છે.

માનસિક અને ભૌતિક ભેદ બતાવવો આવશ્યક પણ નથી. ભૌતિક અવસ્થાઓ, જેવી રીતે લંબાઈ, પહોળાઈ, ગરમી, ઠંડી, મોટાઇ, ઘટવું. આ બધી વસ્તુઓ જુદા જુદા માપોથી માપી શકાય છે. ભૌતિક વસ્તુઓ આકારમાં રાખી શકાય છે. પણ માનસિક અવસ્થાઓ જેવી રીતે વિચાર, રુચિ અને ભાવ વગેરેને ભૌતિક અવસ્થાનુસાર માપવાનું સંભવિત નથી.

ચેતના એક માનસિક સ્થિતિ છે. ઘણાય વિજ્ઞાનવેત્તાઓએ તો આને સાવધાનતા પણ કહી છે. આપણે જ્યારે જાગીએ છીએ અને ક્યારે ક્યારે ઊંઘી જઈએ છીએ ત્યારે પણ આપણામાં ચેતના હોય છે. આપણા મનમાં થોડા ઘણા વિચારો તો આવતા જ હોય છે. આપણા મનમા ઇચ્છા, સ્મરણ, દુઃખ, પ્રસન્નતા વગેરે કેટલીય બાબતો ઉપર વિચારો તો હોય છે. કેટલીય વખત તો આવા વિચારો આવે છે, નષ્ટ થાય છે, અને બીજા વિચારો ઉત્પન્ન થતા જાય છે. 'સ્ટાઉટ' નું કહેવું છે કે આપણે જ્યારે સ્વપ્નરહિત નિદ્રામાં ઊંઘીએ છીએ તે વખતને છોડીને હંમેશા આપણા મનમાં થોડી ઘણી ચેતના અવશ્ય હોય છે. "જેમ્સ" આ ચેતનાને નદીની ઉપમા આપે છે. જેવી રીતે નદીનો પ્રવાહ એક ગતિથી વહે છે, એવી જ રીતે ચેતનામાં પણ એક ગતિ હોય છે. એવુ હોતું નથી કે મનમા એક વૃત્તિ આવે છે, ચાલી જાય છે. પછી સમાપ્ત થઈ જાય છે, ફરી મન શૂન્ય બની જાય છે. થોડા સમય બાદ બીજી વૃત્તિ આવે છે પણ એક વૃત્તિ હોય જ છે, અને એ જ વૃત્તિમા પરિવર્તન થઈને બીજી વૃત્તિ બની જાય છે પ્રવાહ નદીની માફક ચાલતો જ રહે છે. આ આવશ્યક છે કે એક વૃત્તિ એક વખત ધ્યાન સામે હોય છે અને ચેતનાપ્રવાહના બીજા બધા ભાગો ક્યાંક ગુપ્ત થઈ જાય છે. થોડા વખતમાં ચેતવાવૃત્તિ ગુપ્ત સ્થાનથી ધ્યાનમાં આવી જાય છે, અને ધ્યાનવાળી વૃત્તિ ખમીને ગુપ્ત સ્થાનમાં ચાલી જાય છે. જેમ્સે તો ચેતનાપ્રવાહના વિષયમાં થોડા

નિયમો પણ બતાવ્યા છે. વર્તમાન કાળમાં આ બધા નિયમો માનવામાં આવે છે કે નહિ એ વાત સમજવાની અહીં જરૂર નથી. અહીં થોડાઘણા નિયમોનું વર્ણન કરી દઈએ છીએ. એક લક્ષણ તો એ છે કે ચેતનાવૃત્તિ જે કંઈ પણ હોય છે તે બહાર સંસારના વાતાવરણમાં ભ્રમણ કરતી નથી. પણ કોઇને કોઈ વ્યક્તિમાં અવશ્ય હોય છે. કારણ કે એ સંભવ નથી કે ચેતનાવૃત્તિઓ મનથી બહાર આડી અવળી ફરતી રહે. બીજી વસ્તુ એ છે કે દરેક માણસની મનોવૃત્તિઓ એક જેવી હોતી નથી. તમારી મનોવૃત્તિઓ તમારા મનમાં છે અને મારી મનોવૃત્તિઓ મારા મનમાં છે. આ મનોવૃત્તિઓમાં થોડી ઘણી સમાનતા હોય પણ તે પૂર્ણ રૂપથી એક જેવી નથી હોતી.

આપણા વ્યવહારનું રૂપ ખાસ કરીને આપણી ચેતના ઉપર જ આધારિત હોય છે. આપણે તે જ મનોવૃત્તિઓનું રૂપ વ્યવહારમાં જોઈએ છીએ, જે ચેતનાપ્રવાહમાં આવે છે. કારણકે જૂના જમાનામાં એ જ સમજાતું હતું કે મનુષ્યનો વ્યવહાર ફક્ત એની ચેતના ઉપર નિર્ભર છે. પણ આ વ્યવહારનું પૂર્ણ વિશ્લેષણ કરવાથી હવે કહી શકાય છે કે કેટલીય એવી વૃત્તિઓ આપણામાં હોય છે કે જેની ચેતના આપણામાં બિલકુલ હોતી નથી. પરંતુ આપણા વ્યવહાર ઉપર પ્રભાવ નાખી શકે છે. ફ્રાઈડે અને યુંગે સ્વપ્ન, છાયા વગેરેનું વિશ્લેષણ કરીને કહ્યું છે કે અચેતન વૃત્તિઓનો પ્રભાવ ઘણો મહત્ત્વપૂર્ણ હોય છે. પણ હજુ આ વસ્તુ ઉપર વિજ્ઞાનવેત્તાઓમાં ઘણો મતભેદ છે.

(૩) ત્રીજી વસ્તુ જે જાણવા યોગ્ય છે તે વ્યવસ્થા, (System) નું સંક્ષિપ્ત વર્ણન. આપણા શરીરમાં કેટલાંય એવાં સ્થાનો છે જે મશીનનાં જુદાં જુદાં અંગોની માફક આપણા શરીરની વૃદ્ધિ માટે જુદાં જુદાં કામ કરે છે. વાયુવ્યવસ્થા (વાત-સંસ્થાન) એક એવું મંડળ છે જે આપણાં પ્રતિક્રિયાત્મક કાર્યોને વિધિપૂર્વક ચલાવે છે.

આના મુખ્ય ત્રણ ભાગો છે. ૧. વાતનાડીઓ (Nerves) ૨. સુષુમ્ણા (Spinal cord) ૩. મસ્તિષ્ક (Brain). વાત નાડીઓ મસ્તિષ્ક અને સુષુમ્ણાથી શરીરના દૂર દૂરના ભાગોમાં જાય છે. તે પાતળા લાંબા રેશા અને તારો સમાન હોય છે. મોટી મોટી નાડીઓમાં આ બધા તારોનું એક બંડલ બની જાય છે. દરેક નાડીની અંદર એક તાર હોય છે. જેને એકસન (Axon) કહેવામાં આવે છે. આ નાડીની પૂર્ણ લંબાઈમાં હોય છે નાડીઓ શરીરમાં તાર મોકલવાનું કામ કરે છે નાડીઓ બે પ્રકારની હોય છે એક જે શરીરથી સુષુમ્ણા તથા મસ્તિષ્ક સુધી ખબર લઈ જાય છે. આવી નાડીઓને કેન્દ્રગામી (Afferent) કહેવામાં આવે છે. બીજી જે મસ્તિષ્ક અને સુષુમ્ણાથી આજ્ઞા મોકલે છે. અને શરીરના બધા અંગથી સૂચનાઓ આવી છે અને એને શું કામ કરવાનું છે. આવી નાડીઓને કેન્દ્રત્યાગી (Efferent) કહેવામા આવે છે. સુષુમ્ણા એક મોટી નાડી હોય છે અને એક નળીમાં રહે છે. રીડનું (બરોળનું) હાડકું જેટનું લાબું હોય છે તેટલી જ એની અંદરની નળી લાંબી હોય છે. સુષુમ્ણા આની અંદર નીચેના ભાગમાં કમર સુધી અને ઉપરના ભાગમાં માથા સુધી ફેલાયેલી હોય છે. આ નાડી સફેદ અને ભૂરા રંગના મસાલાથી બનેલી છે. સફેદ મસાલો શરીરની બીજી નાડીઓ સમાન દેખાય છે. ભૂરા મસાલાની નાડીઓમાં વાતકોષ (Nerve Cells) હોય છે. વાતકોષ બનાવટમાં સાધારણ કોષ જેવા જ હોય છે. અર્થાત્ તેઓમાં જીવનમૂળ (Proto plasm) હોય છે. અને વચમાં ચૈતન્યકેન્દ્ર (Nucleus) હોય છે. વાતકોષમાં ખાસ વાત એ હોય છે કે એમાંથી નીકળેલો એક ભાગ નાડીઓમાં ચાલ્યો જાય છે. નાડીઓની વચ્ચેનો દોરો કોષમાંથી નીકળેલી લાંબી દોરી હોય છે. દરેક એક્સનને (તારને) આપણે કોષ ને કોઈ કોષ સુધી જોઈ શકીએ છીએ.

મસ્તિષ્કના ચાર ભાગ હોય છે. બૃહત્ મસ્તિષ્ક (Cerebrum) લઘુ મસ્તિષ્ક ( Cerebellum ), સુષુમ્ણાશીર્ષક ( Medulla oblongata ) અને સેતુ ( Pons ). સુષુમ્ણાશીર્ષક સુષુમ્ણાનો ઉપરનો મોટો ભાગ સમજવો જોઈએ. જે સુષુમ્ણાને મસ્તિષ્કથી મેળવે છે. લઘુ મસ્તિષ્ક આના ઉપરના ભાગને કહેવામાં આવે છે. જે બૃહત્ મસ્તિષ્કની નીચે હોય છે. આની વચમાં એક ઊંડી ચીરાડ હોય છે. જે આને જમણા અને ડાબા ભાગમાં વિભાજિત કરે છે. આની આખી સપાટી ખેંચેલી હોતી નથી. પણ આમાં કેટલાંય પડ હોય છે. સેતુ તે નાડીસૂત્રોથી બનેલું હોય છે. જે લઘુ મસ્તિષ્કના બે ભાગોને મેળવે છે. બૃહત્ મસ્તિષ્ક મસ્તિષ્ક મુખ્ય અને સૌથી મોટો ભાગ હોય છે. તે એક મોટા લુંદા જેવો હોય છે અને સૌથી ઉપર ખોપરીની અંદર રાખેલો હોય છે. આના પણ બે વિભાગો હોય છે. જે જમણા અને ડાબા ભાગો કહેવાય છે. આની બધી સપાટીમાં કેટલાંય પડ હોય છે. પડો સિવાય ધરાતલમાં ચીરાડો હોય છે. જેવી રીતે સુષુમ્ણામાં સફેદ અને ભૂરા રંગના બે મસાલા મળે છે એવી જ રીતે મસ્તિષ્કમાં પણ આ બે મસાલા હોય છે. સુષુમ્ણાનો ભૂરો મસાલો માથા સુધી ફેલાઈને પહોંચી જાય છે. સુષુમ્ણા શીર્ષકમાં ભૂરો મસાલો સુષુમ્ણાથી વધારે હોય છે. બૃહત્ મસ્તિષ્કની સપાટી ભૂરા મસાલાથી ઢંકાયેલી હોય છે. ફક્ત 'ઉપરની તળેટી જ નહિ, પણ બધી ચીરાડો અને પડો આનાથી ઢંકાયેલાં હોય છે. માથાની ઉપર એક ચાદર હોય છે, આ ચાદરને વલ્ક કહે છે. આ ચાદર ઉપર બધા કોષ્ઠ પાથરેલા હોય છે. અને આમાંથી નીકળેલા પાછળના ભાગોમાંથી મળીને કોષ્ઠનું એક જાળ બની જાય છે. માથાનું સૌથી મોટું કામ આ વાતકોષ્ઠોના હુકમથી થાય છે. આ કોષ્ઠોની ગણના કરવી કઠિન છે. એવું અનુમાન કરવામાં આવે છે કે મનુષ્યના મસ્તિષ્કમાં લગભગ ત્રણ અબજ કોષ્ઠ હોય છે. માથામાં એટલી ચીરાડો હોય છે કે જો આ ચાદરને ખોલીને પાથરવામાં આવે

તો એનું ક્ષેત્રફળ બહુ મોટું થશે. અધિક ચિરાડાં હોવાને લીધે આટલાં વધારે કોષ્ક હોય છે. જેટલું પ્રાણી હોશીયાર હોય છે તેટલી વધારે ચીરાડો તેના મગજમાં હોય છે. વાંદરો અને વનમાનુષના માથામાં બહુ જ ઓછી ચીરાડો હોય છે. કારણ કે માણસ કરતાં એના મસ્તિષ્કનો આકાર નાનો હોય છે. સુવર (ભૂંડ)ના માથામાં ચીરાડો હોતી જ નથી. મનુષ્યનું મગજ લગભગ ૧॥ શેર (બંગાળી) વજનનું હોય છે.

હવે આપણે વાતસંસ્થાનનાં કાર્યો ઉપર વિચાર કરીશું. સુષુમ્નાનું મુખ્ય કર્તવ્ય પ્રતિક્રિયાત્મક કાર્યો ઉપર નિયંત્રણ કરવાનું છે. આના દાખલાઓ સાથે સાથે આપનામાં આવે છે. જો કોઇ ગરમ અથવા ઠંડી વસ્તુ હાથને અડકે તો હાથ ઝઈ લેવો, જો પગના તળીયા ઉપર ખણ (ખંજવાળ) આવે તો તેને ખણવું. જો કોઈ વસ્તુ આંખની સામે ફેંકવામાં આવે તો પોપણો બંધ કરી દેવી વગેરે. હવે આપણે જોઈએ કે આ પ્રતિક્રિયાત્મક કાર્ય કેવી રીતે વાતમણ્ડલની આજ્ઞાનુસાર હોય છે. હવે પહેલો દાખલો જોઈએ, આમા પહેલી વાત તો એ હોય છે કે આપણી ચામડીથી ગરમી અને ઠંડીના સમાચાર એક કેન્દ્રગામી નાડીદ્વારા સુષુમ્નાને પહોચાડવામાં આવે છે. પછી તે સંદેશ સુષુમ્નાના તે ભાગમા પહોચી જાય છે, જેને આપણે ભૂરો મસાલો કહીએ છીએ.' અહીના નાડીકોષથી કાર્ય કરવાની આજ્ઞા મળી જાય છે. અહીથી એક કેન્દ્રગામી નાડીદ્વારા પેશીને સંકોચવાની આજ્ઞા મળે છે. પેશીના સંકોચાવાથી હાથ ખસી જાય છે. એ જરૂરી નથી કે દરેક પ્રતિક્રિયાત્મક કામમાં હાથ પગ હટી જાય અથવા ચાલે કારણ કે કેટલાય પ્રતિક્રિયાત્મક કામો એવા હોય છે જેમાં આ પ્રકારની કોઇ ગતિ હોતી નથી. જેવી રીતે કોઈ સ્વાદિષ્ટ વસ્તુના જોવાથી મોંમાં પાણી ભરાઈ આવવું અથવા ક્રોધ યા ગરમીથી મોં લાલ થઈ જવું.

આ પ્રતિક્રિયાત્મક કાર્યોના દાખલાઓ આપણે આપી આવ્યા

છીએ. આવાં કાર્યો આપણી જન્મથી કરે છે, તેને શીખવાની જરૂર નથી પરન્તુ કેટલીય ક્રિયાઓ એવી છે જે આપણે શીખવી પડે છે, પણ શીખી લીધા પછી આપણે તેને ઘણી સુગમતાથી અને વિચાર્યા વિના કરી શકીએ છીએ, જેવી રીતે આપણે પ્રતિક્રિયાત્મક કાર્યો કરી શકતા હતા. નાચવું, સાયકલ ચલાવવી, કપડાં વણવાં વગેરે આવી જાતના કામોના દાખલાઓ હોય છે. સાયકલ ચલાવતી વખતે મનુષ્યને પગ ચલાવવા માટે વિચાર નથી કરવો પડતો. એવી જ રીતે છોકરીઓને ગૂંથણ યા ભરતકામ કરતી વખતે વિચારવાની જરૂર નથી પડતી. એ એની સાથે વાતો પણ કરી શકે છે અને બીજી વાતો ઉપર ધ્યાન પણ આપી શકે છે. પોતાની આગળીઓ તેઓ મોય ઉપર ચલાવી શકે છે. હાં, સાયકલ ચલાવતી વખતે જો પથરો આગળ આવી જાય, અથવા ગૂંથતી વખતે છોકરીને કયાક અટકવું પડે તો આ વાત બીજી થઇ જશે. આવી ક્રિયાઓ શાખ્યા પછી જો પ્રતિક્રિયાત્મક રૂપથી થવા લાગે છે તો તે અર્જીત પ્રતિક્રિયા કહેવાય છે.

સુષુમ્ના શીર્ષકને તો મસ્તિષ્કનો એક ભાગ જ માનવામાં આવે છે. કાર્યની દષ્ટિથી આ સુષુમ્ના સમાન જ છે આમા જે ભૂરો મસાલો હોય છે તે સુષુમ્નાના ભૂરા મસાલાનો ફેલાયેલો ભાગ જ સમજવો જોઇએ. આ કારણને લીધે જ જે એના ઊપર કોષ્ઠ હોય છે તે વિશેષ પ્રતિક્રિયાઓનું નિયંત્રણ કરે છે. આંખો બંધ કરવી, ચાવવું, ઉધરસ ખાવી અને હૃદયની ગતિનું નિયંત્રણ આ કોષ્ઠોથી જ હોય છે.

શરીરને સાધવાનું છે જ્યારે કોઇ પણ મનુષ્યનાં લઘુ મસ્તિષ્ક ઉપર નાની ફોલ્લીઓ થઈ જાય છે. તો પોતાના શરીરને સંભાળીને નથી ચાલી શકતો, પણ અડવડિયાં (ગોથાં) ખાવા લાગે છે.

આપણે આગળ કહી આવ્યા છીએ કે માણસ જેટલાં ઉચ્ચ પ્રકારનાં કર્તવ્ય કરે છે તેઓની આજ્ઞા બૃહત્ મસ્તિષ્ક દ્વારા પ્રાપ્ત થાય છે. જોવુ, સાંભળવું, સુંઘવું, સ્વાદ ચાખવો, બોલવું, વિચારવું, વગેરે માટે બૃહત્ મસ્તિષ્કની આજ્ઞા મળે છે. આ બધા માટે આજ્ઞા, આપવા વલ્ક ઉપર કેન્દ્ર હોય છે. બૃહત્ મસ્તિષ્કમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ હોવાથી વિઘ્નો ઉપસ્થિત થઈ શકે છે. વલ્કના જુદા જુદા ભાગો જુદા જુદા કાર્યો માટે નિયત છે.

માથાનાં જુદા જુદાં કાર્યો સમજવા માટે જાનવરો અને માણસોના માથા ઉપર પ્રયોગો કરવામાં આવ્યા છે. આ પ્રયોગોથી ઘણી વાતો જાણવા મળી છે. જો વલ્કના કોઇ પણ ભાગ ઉપર વીજળીનો પ્રવાહ પહોંચી જાય તો શરીરના કોઇ ને કોઈ અંગમા ગતિ અવશ્ય થશે, માની લો કે વલ્કના ભુજ નામના ભાગ ઉપર વીજળીનો પ્રવાહ દોડાવવામાં આવે તો હાથ કોઈ પણ રીતે હલશે. જો કોઈ પણ રીતે તે હાથવાળો ભાગ માથાની કોઇ પણ બીમારીને લીધે ખરાબ થઈ જાય તો હાથમાં લકવો થઈ જશે અને માણસ હાથ હોવા છતા પણ તેને નહિ હલાવી શકે. જો વલ્કમા બોલવાની જગ્યા ઉપર કોઇ પણ પ્રકારનો આઘાત પહોંચશે તો તે મૂંગો થઇ જશે તે લખી શકશે ખરો, પણ બોલી નહિ શકે. એક વિચિત્ર વાત એ પણ છે કે માથાના જમણા ભાગના કેન્દ્ર ઉપર કોઈ પણ ક્રિયા કરવામાં આવે તો એનો પ્રભાવ જમણા અંગ ઉપર નહિ પરંતુ ડાબા અંગ ઉપર પડે છે. જો વલ્કમાં ડાબા હાથવાળા ભાગ ઉપર ખરાબી થશે તો એના પ્રભાવથી જમણો હાથ કામ નહિ કરે. મસ્તિષ્કની ક્રિયા સમજવા માટે આ વાત સ્પષ્ટ થઇ જવી જોઇએ કે

શરીરનો મુખ્ય કર્તાહર્તા મસ્તિષ્ક જ છે. જેવી રીતે આપણને આંખો છે પણ આંખો જોતી નથી, મસ્તિષ્ક જુવે છે. આપણે આ કહી શકીએ છીએ કે મસ્તિષ્ક આંખો દ્વારા જુએ છે. આ જ પ્રમાણે બીજાં બધાં અંગોની સ્થિતિ છે, મસ્તિષ્કનુ સ્વસ્થ અને નિરોગી રહેવું ઘણું જરૂરી છે. આ જ માટે ઈશ્વરે મસ્તિષ્કને એક મોટી અને મજબૂત પેટીમાં મૂકયું છે.

બાળકોના અને મોટા માણસોના વાતમણ્ડલમાં બહુ અંતર હોય છે, અને એમાં મુખ્ય અંતર મસ્તિષ્કનું હોય છે. બાળકનું માથું આખા શરીરની તુલનામાં પુરુષના માથા કરતાં મોટું હોય છે. જો ફક્ત માથાની જ સરખામણી કરવામાં આવે તો આદમીનું માથું બાળકના માથા કરતાં મોટું હશે, પણ જો આખા શરીર સાથે સરખાવવામાં આવે તો બાળકનું માથું મોટું માનવું પડશે, આ જ હાલ માથાનો છે. બાળકનું મસ્તિષ્ક ઘણું જ જલ્દી વધે છે. પહેલા નવ મહિનામાં કુલવૃદ્ધિનો ½ ભાગ વધી જાય છે. અને બીજો ½ ભાગ ત્રણ વરસમાં વધે છે. અને બાકીનો ભાગ આઠમા અથવા નવમા વરસમાં પૂર્ણ થઇ જાય છે. બાળકના મોટા થવાની સાથે સાથે માથું એટલું મોટું નથી થતું, પણ એની રચનામાં થોડું અંતર પડી જાય છે. વાતકોષની સંખ્યામાં વૃદ્ધિ થતી નથી. એ જેટલા બચપણમાં હોય છે તેટલા જ મોટી અવસ્થામાં હોય છે. તફાવત ફક્ત એટલો જ હોય છે, કે બચપણમાં એમનાં પૂંછડાં બહુ જ થોડાં બહાર નીકળે છે અને કોષનાં પૂંછડાં બીજા કોષના પૂંછડાંથી બહુ ઓછા મળેલાં હોય છે. કારણ કે આ બધાં પૂંછડાં મળીને એક જાલ બનાવે છે. જે કંઇ પણ બાળક શીખે છે, જેવી રીતે ચાલવું, દોડવું, બોલવું, તેવી જ રીતે બધાં પૂંછડાંમાં વૃદ્ધિ થતી જાય છે. ભલે લખવાનું કામ હોય, સમજવાનું અથવા વિચારવાનું કામ હોય, ભલે કંઇ નવું શીખવાનું કામ હોય, એનાથી માથાના કોષનાં પૂંછડાંઓમાં વૃદ્ધિ થાય છે. અને એ બધાં મળીને વધારે ને વધારે જાળ બનાવતાં જાય છે. પરમાત્માએ

માણુસને એક મોટી શક્તિ આપી છે કે કોઇ પણ ક્રિયા કરવાથી એનો મસ્તિષ્કમાં આવી રીતે વૃદ્ધિ થતી જાય. વાંદરા અને મનુષ્યના હાથની રચના એક જેવી જ હોય છે. પરંતુ અંતર બહુ જ થોડું છે. મુખ્ય અંતર તો એ છે કે માણુસ મોટો ખેલાડી બની શકે છે. પણુ વાંદરો નથી બની શકતો. જો કે બન્નેના હાથ એક સરખા જ હોય છે. આનું કારણુ એ છે કે મનુષ્યના મસ્તિષ્કના કોષ્ઠમાં નવાં નવાં પૂંછડાં નિકળી શકે છે. અને તે બધાં પરસ્પર મળીને એકબીજા ઉપર અસર નાખી શકે છે. પણુ વાંદરાંના માથામાં આ નથી થઈ શકતું.

×

## ૩. પરમ્પરા અને સહવાસ

માણુસમાં કેટલીય દૈહિક અને માનસિક શક્તિઓ એવી છે કે જે એને વ્યક્તિગત પરમ્પરાથી મળે છે. એમાં સહવાસનો પણુ ભાગ છે. એટલે હવે આપણે વિચાર કરીશું કે મનુષ્યોની આ શક્તિઓ બનાવવામાં આ એમાંથી કઈ શક્તિ વધારે ભાગ ભજવે છે. જો આપણે પરમ્પરાને જ 'બધું' માની લઈએ તો શિક્ષણુની કંઈ આવશ્યકતા દેખાતી નથી. અને જો સહવાસને જ બધું માની લઇએ તો આપણે ધારીએ તે પ્રમાણે વ્યક્તિને બનાવી શકીએ છીએ. વાસ્તવિક રીતે આપણે આગળ આવીને જોઈશું તો માણુસની માનસિક અને દૈહિક વૃદ્ધિમાં આ બે વાતોનો ભાગ હોય છે અને શિક્ષકને બે વાતો ઉપર પૂર્ણ ધ્યાન આપવાની જરૂર હોય છે. શિક્ષણુ આપવા માટે અધ્યાપક આગળ બાળકને ઉપસ્થિત કરવામાં આવે છે અને શિક્ષકને એ જાણુવાની 'જરૂર છે કે બાળકનું મન કેવું છે, એની કઈ કઈ શક્તિઓ છે,' અને તેઓનો પ્રયોગ તે કેવી રીતે કરી શકે છે? શું બાળકનું મન એક ખાલી વાસણુ જેવું

હોય છે? જેમાં અધ્યાપક જે ઇચ્છે, તે ભરી શકે અથવા તે એક સ્વચ્છ શ્યામપટ જેવું હોય છે? અથવા સ્લેટ જેવું હોય છે? જેના ઉપર એ ધારે તે લખી શકે. શું બાળકના મનમાં ખરાબ પ્રવૃત્તિઓ ભરેલી હોય છે? જેનું નિયમન ન કરવાથી બાળક દુરાચારી બની જશે અથવા તો તે એટલો ગુણસંપન્ન હોય છે કે શિક્ષકને એના સહવાસમા રહેવાલાયક જે વાતો હોય છે તેનાથી બાળકને દૂર રાખવો જોઈએ? જીવનશાસ્ત્રના વિજ્ઞાનવેત્તાઓએ આ વાત ઉપર ઘણું જ ચિન્તન કર્યું છે. આ વાત જાણવા માટે કે પરંપરાથી આપણને શું મળે છે? એ લોકોએ જાનવરો અને માણસો ઉપર ઘણા અખતરા કર્યા છે. તેઓનો એ મત છે કે આપણી પાસે જેટલી માનસિક અને શારીરિક શકિતઓ છે તે આપણને પરમ્પરાથી જ મળી છે. કારણ કે મન આ સંસારમાં એક ખાલી વાસણની માફક ઉત્પન્ન થતું નથી બધા લોકોની શકિતઓ એક જેવી હોતી નથી. શિક્ષણ અને સહવાસનો પ્રભાવ પડવાથી એ પહેલેથી જ નક્કી થઇ જાય છે કે આપણી શકિત કયાં સુધી દોડી શકે છે, એ આવશ્યક છે કે સહવાસરૂપી સંસાર ન હોય તો આપણી શક્તિઓનો પ્રયોગ કરવાનો કોઇ અવસર ન મળે. પરમ્પરાથી પામેલી શક્તિઓનો વિકાસ ફક્ત સહવાસથીજ થઇ શકે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ પરંપરાના બે નિયમો મુખ્ય ગણાય છે. પહેલો તો એ છે કે જેવાં મા બાપ હોય છે તેવી જ તેમની સંતતિ પેદા થાય છે. એક જાતિનાં જાનવર બીજી જાતિનાં બચ્ચાં ઉત્પન્ન નથી કરી શકતાં. આના ઉપરાંત આ પણ સત્ય છે કે લાંબાં માબાપનાં બાળકો લાંબાં જ હોય છે, કાળાઓનાં કાળાં, ભૂરાવાળવાળાંઓને ભૂરાવાળવાળાં બાળકો ઉત્પન્ન થાય છે. ગ'ટન અને વેઝમનનું આ અનુમાન છે કે તે અણુઓમાં જે સંતાનોત્પત્તિના કામમાં આવે છે તેમા થોડો ભાગ એવો હોય છે કે સંતાનના શરીરમાં જેવો હોય છે તેવોજ બની રહે છે. અને જ્યારે તે સંતાન ઉત્પન્ન કરે છે ત્યારે તે કામમાં આવે છે.

એ સંતાનમાં જેમ હોય છે તેમજ પહોંચી જાય છે. અને આવી જ રીતે પેઢીએ ચાલતું રહે છે.

પરમ્પરાના પહેલા નિયમ માટે આપણે કોઇ ઉદાહરણ આપવાની જરૂર નથી. કોઇ પણ વંશની વંશાવળી ઉપર જો આપણે ધ્યાન દઈએ તો આ સિદ્ધ થઈ જશે કે જેવાં માતાપિતા હોય તેવાંજ તેનાં સંતાન હોય છે. કાર્લ પીયર્સનને વેજઉડ ડારવિન ગાલ્ટન નામના પ્રખ્યાત વંશે ૧૦૦૦ વર્ષ સુધીના ઇતિહાસની શોધ કરી અને આ નિષ્કર્ષ કાઢવામાં આવ્યો કે વિજ્ઞાનવેત્તાના આ વંશના લોક પાંચ પેઢી સુધી બરાબર વિજ્ઞાનમાં હમેશાં ઊંચી ઊંચી પદવી ઉપર પહોંચતા ગયા છે. આ વંશમાંથી જેટલા એફ આર. એસ (F. R. S) ચૂંટવામાં આવ્યા છે તેટલા બીજા કોઇ વંશમાંથી ચૂંટવામાં આવ્યાં નથી. આવીજ રીતે "જુકસ" નામનો અમેરિકામાં એક વંશ છે. વિજ્ઞાનવેત્તાઓએ આ વંશના ઇતિહાસની સેંકડો વર્ષ સુધી શોધ કરી છે. ડાર્વિન વંશ જેટલો પ્રતાપશાળી રહ્યો છે. તેટલો જ જુકસ વંશ બદમાસ અને લુચ્ચો રહ્યો છે. આ વંશ નીચોથી શરૂ થયો. નીચોમાં જ તેના વ્યવહાર આજે થતા રહ્યા. અને એનાથી નીચો જ ઉત્પન્ન થયા

પરમ્પરાનો આ નિયમ છે કે જેવાની સંતતિ તેવીજ હોય છે. એ એટલું પ્રત્યક્ષ છે કે આમાં કોઇ વિશેષ પ્રમાણની આવશ્યકતા નથી. આના જે દાખલાઓ ઉપર બતાવવામાં આવ્યા છે એવા બીજા પણ ઘણા મળી શકે છે. એક વસ્તુ બીજી પણ જોવામાં આવે છે કે સંતાન અને માબાપ એક જેવાં હોય છે તો પણ તેઓમાં સમાનતા હોતી નથી. થોડી ઘણી ત્રુટિઓ રહી જાય છે. એ બિલકુલ એક જેવાં નથી હોતાં. ભાઇઓ અને બેનોમાં પણ થોડું ઘણું અંતર રહી જાય છે. ક્યારે ક્યારે આ અંતર વધારે થઈ જાય છે. સાંવલા રંગવાળા માબાપને ગોરા રંગવાળી સંતતિ પેદા થાય છે. અથવા તો તેમની

આંખો અને વાળના રંગમાં બહુ અંતર થઈ જાય છે. પણ માતા-પિતા અને એમના સંતાન બિલકુલ એક સરખાં ન હોય, એ તો એક સાધારણ વાત છે. આ વાત ઉપર વિચાર કરીને પરમ્પરાનો બીજો નિયમ કાઢવામાં આવ્યો છે. જેવાની તેવી સંતતિ હોય તો પણ થોડું અંતર અવશ્ય હોય છે. આ તફાવત થોડા નિર્ધારિત નિયમોને અનુસરીનેજ હોય છે. આ વાત માટે મેન્ડલે ઘણા પ્રયોગો કર્યા છે. એણે લાંબા અને ઠીંગણા વટાણાનું ગર્ભાધાન કરાવ્યું. અને આ શોધી કાઢ્યું કે પેઢી દર પેઢીએ કેટલી કેટલી લાંબી અને કેટલી કેટલી ઠીંગણી સંતતિ પેદા થાય છે. પહેલી પેઢીમાં માની લઈએ કે થોડી લાંબી થઈ અને થોડી ટૂંકી થઈ. મેન્ડલે આ લાંબા અને ઠીંગણાને જુદા જુદા કરીને લાંબા અને ઠીંગણા વટાણામાં પરસ્પર ગર્ભાધાન કરાવ્યું. આ પ્રમાણે કરવાથી શોધવામાં આવ્યું કે લાંબા વટાણા ફક્ત લાંબી જ સંતતિ ઉત્પન્ન નથી કરી શકતા, પણ થોડી લાંબી અને થોડી ઠીંગણી સંતતિ પેદા કરી શકે છે. ૨૫ પ્રતિશત તો લાંબી અને શુદ્ધ જાતિ ઉત્પન્ન કરી શકે છે. શુદ્ધ એટલે એ આગળ હંમેશા લાંબી સંતતિજ ઉત્પન્ન કરવાના છે. ૨૫ પ્રતિશત શુદ્ધ ઠીંગણી ઉત્પન્ન કરી શકે છે. તે આગળ ચાલીને પણ ઠીંગણા જ ઉત્પન્ન કરવાના છે. સેંકડે ૫૦ ટકા મિશ્ર ઉત્પન્ન કરવાના છે. અર્થાત થોડા લાંબા, થોડા ટૂંકા અને થોડા મિશ્રિત ઉત્પન્ન કરી શકે છે. આવા ઠીંગણા છોડોને જો અંદર અંદર ગર્ભાધાન કરાવવામાં આવે તો તેમની વંશવૃદ્ધિ આ પ્રમાણે જ ચાલશે. આવા પ્રયોગો જાનવરો ઉપર પણ કરવામા આવ્યા છે. મેન્ડલવાદથી આ વસ્તુની શોધ થઈ શકે છે કે સંતાનમાં માબાપના થોડા ઘણા તફાવતો શા માટે થાય છે. આ તો નિશ્ચિત છે કે બધી સંતતિ એક જેવી નથી હોતી, અને માતાપિતા જેવી જ હોય એ પણ સંભવ નથી. પણ જે અંતર હોય છે એ વૈજ્ઞાનિક નિયમાનુસાર હોય છે. એમાં અનિયમિતતા હોતી નથી. કયું અંતર કયા કારણે આવ્યું આ

શોધવા માટે પહેલાંની બધી પેઢીઓનું જ્ઞાન જરૂરી છે.

આપણે ઉપર કહ્યું છે કે આપણે જે કંઈ છીએ, અને જેવા છીએ તે પરમ્પરાને લીધે જ છીએ. આપણે મોટાઓ જેવા છીએ, અથવા તેમનાથી જુદા છીએ, આનું પણ મુખ્ય કારણ પરમ્પરા છે. જન્મ સમયે જ આપણા માટે પરમ્પરાના નિયમાનુસાર આ નિશ્ચિત થઈ જાય છે કે આપણે કેવા છીએ અને કેવા થઇ શકીશું. જન્મતાંજ એ નિશ્ચિત થઈ જાય છે કે બાળક કાળો થશે કે ગોરો ! એની આંખો કાળી થશે કે ભૂરી ? એ લાંબો થશે કે ઠીંગણો ? એની બુદ્ધિ તીવ્ર થશે કે મન્દ ! કહેવામાં આવે છે કે "પુત્રનાં લક્ષણ પારણામાં દેખાઈ આવે છે." પરમ્પરા બાળકો માટે બધું નિશ્ચિત કરી દે છે. સહવાસનો એના ઉપર કંઈ પણ પ્રભાવ પડી શકતો નથી. કારણ કે શિક્ષણ ગમે તેટલું ઉચ્ચ હોય પરંતુ તે ગધેડાને માનવ નથી બનાવી શકતું.

હવે સહવાસના પ્રભાવને સમજવા માટે આપણે એક દાખલો લઇએ. જેનાથી આ પ્રમાણિત થઈ જશે કે સહવાસનું મહત્ત્વ ઘણું જ હોય છે. આપણે એમ માની લઇએ કે થોડાં બાળકો હિન્દમાં હિન્દુસ્તાની માબાપથી પેદા થયાં છે. તેઓને લઈને પેદા થયા બાદ તુરતજ વિલાયત મોકલી દેવામાં આવે અને આવીજ રીતે અંગ્રેજ માબાપથી ઉત્પન્ન થયેલાં બાળકોને ભારત લાવવામાં આવે અને દસપંદર વરસ પછી બે મતિના બાળકો જોવામાં આવે તો શોધી શકાશે કે સહવાસ શું કરવાની શકિત રાખે છે. હિન્દુસ્તાની બાળક જે વિલાયતમાં ઉછેરવામાં આવ્યાં છે, તે પોતાના દેશભાઈઓથી થોડી વાતોમાં મળશે અને થોડી વાતોમાં જુદાં હશે આવી રીતે અંગ્રેજી બાળકોનું પણ પરિવર્તન કયી જાતનું થશે એ જાણવું જરૂરી છે. હિન્દુસ્તાની બાળકો જેવા રંગનાં થવાં જોઈએ તેવા જ રંગનાં થશે. પરમ્પરાના નિયમાનુસાર લાંબા અને ઠીંગણા એટલાજ થશે. પણ અંતર એટલુંજ હશે કે તે અંગ્રેજી ભાષાનો પ્રયોગ પોતાની માતૃભાષાની માફક કરશે. ગુજરાતીનો તેઓને એક શબ્દ પણ નહિ

આવડે તેઓના આચારવિચાર અંગ્રેજોના જેવા થશે અને જીવનને બીજી દૃષ્ટિએ જોશે આનુ કારણ આજ છે કે સહવાસનો તેમના ઉપર ઘણો પ્રભાવ પડ્યો છે હવે માની લઈએ કે તે કેટલીય પેઢીઓ સુધી વિલાયતમા રહે, લગ્ન અને વિવાહસબંધ ત્યાંજ કરે તો થોડા સમય પછી આપણે જોઈશુ કે તેઓની પરમ્પરા પ્રાચીન હિન્દુ ભાઈઓથી બદલી જશે આ પરમ્પરા ઉપર વર્ણિત પરમ્પરાથી ભિન્ન છે આવી પરમ્પરાને, બીજી પરમ્પરા કહેવામા આવે છે પરમ્પરા માતા પિતાના કોષથી મળે છે અને આને બદલા સિવાય કોઈ બદલી શકતુ નથી આના ઉપર શિક્ષણનો કઈ પ્રભાવ પડી શકતો નથી પણ તે પરમ્પરા જેનો પ્રભાવ મનુષ્યની માતૃભાષા, આચાર વિચાર અને માનસિક વિકાસ ઉપર પડે છે આવી પરમ્પરાને સામાજિક પરમ્પરા કહેવામાં આવે છે. આના ઉપર શિક્ષણનો ઘણો પ્રભાવ પડે છે દરેક દેશની અને દરેક જાતિની એક વિશેષ સામાજિક પરમ્પરા હોય છે અને શિક્ષણનો ઉદ્દેસ હોવો જોઈએ કે આ પરમ્પરાનુ તે સચાલન કરે બાળકોને એવી સામાજિક પરમ્પરા આપવામા આવે કે જે પેઢી દર પેઢી ચાલતી રહે શિક્ષણનો ઉદ્દેસ ફકત એજ નજ હોવો જોઈએ કે જે સામાજિક પરમ્પરા છે તેજ ચાલતી જ જાય પરન્તુ એમા સશોધન કરે અને એની ઉન્નતિ અને વૃદ્ધિના પ્રયત્નો કરે

×

## ૪: પ્રાકૃતિક શક્તિ અને મનોવિકાર

૧ માણસ જે કઈ વિચારે છે અને જે કઈ કરે છે એનુ મુખ્ય કારણ એની પ્રવૃત્તિઓ હોય છે જે એના મનને વિશેષ માર્ગ ઉપર લઈ જાય છે આ પ્રવૃત્તિઓથી માણસને પોતાના વિકાસનો રસ્તો મળે છે અને આ પ્રવૃત્તિઓ એને જે રસ્તો બનાવે છે તે જ રસ્તા ઉપર તે ચાલે છે મનુષ્ય જે શક્તિઓ ઉપર આધારિત હોય છે

બે પ્રકારની છેઃ–૧. પ્રાકૃતિક, અને ૨. અર્જિત.– પ્રાકૃતિક શક્તિઓ કુદરતી હોય છે અને અર્જિત શક્તિઓ તે પોતાના જીવનમાં પ્રાપ્ત કરે છે. માણસનું ચારિત્ર્ય આ બે પ્રકારની પ્રવૃત્તિઓથી બનેલું હોય છે આ જોવામાં આવે છે કે બાળક જ્યારે સર્વપ્રથમ વાળવાળાં જાનવર બિલાડી વગેરેને જુએ છે, અથવા કોઇ ભયંકર અવાજ–જેવી રીતે વીજળીનો ગડગડાટ–તે સાંભળે છે ત્યારે એને ડર લાગે છે. અને તે નાસવાની અથવા આજુબાજુ સંતાઈ જવાનો પ્રયાસ કરે છે, એ એમ કેમ કરે છે? એને આમ કરવાનુ કોણે કહ્યું છે, આ વાત એમાં પ્રાકૃતિક છે. એના મનમાં આમ કરવાની ઉત્તેજના હોય છે. અને તે પોતાને એ પ્રમાણે કરવાથી રોકી પણ શકતો નથી. ડરથી આવી રીતે ભાગવું અથવા આવી રીતે સંતાવાની અંત પ્રેરણા ફક્ત માણસોમાં જ નહિ, પરન્તુ જાનવરોમાં પણ મળે છે. કારણ, કે આ ડરવાની પ્રવૃત્તિ જાનવરોમાં પણ હોય છે. હવે બાળકની અનુકરણ કરવાની શક્તિ ઉપર આપણે ધ્યાન આપીએ. અને એક નાના બાળકના વ્યવહારને જોઇએ તે એવી જ રીતે ચાલવાનો પ્રયત્ન કરે છે, જેવી રીતે એના ઘરમાં વડીલો ચાલે છે. તે એવાં જ કપડાં પહેરવાનો પ્રયત્ન કરે છે, જેવાં કપડાં એના મિત્રો પહેરે છે. વાંદરા માટે આ કહેવામાં આવે છે કે તે એક ખાસ અનુકરણ કરનારુ જાનવર છે. વાંદરાને અને બાળકને અનુકરણ કરવાનું કોઈ શીખવાડતું નથી પરન્તુ એનામાં આ પ્રેરણા તો હૃદયમાંથી જ હોય છે

માણસ, ગાય, ગધેડો વગેરેનાં બચ્ચાં જન્મ થયા પછી તરતજ દૂધ પીવાનું શરૂ કરી દે છે. હવે આપણે આ ધાવવાની ક્રિયા ધ્યાનથી જોઇએ. આ ક્રિયા તેને કોઈ શીખવાડતું પણ નથી આ ક્રિયા એટલી સરલ પણ નથી. તો પણ વગર શીખવાડે અને વગર અભ્યાસે બાળક એને એકદમ કરવા લાગી જાય છે. એનું કારણ એ છે કે એને આ પ્રમાણે કરવાની આંતરિક પ્રેરણા હોય છે એવા અમોને ઘણાય દાખલાઓ મળે છે. એનાથી એ પ્રત્યક્ષ થઈ જાય છે કે માણસ અને

ઘણાંય જાનવરોનાં બચ્ચાં જે કંઈ પણ વ્યવહાર કરે છે. તેવું કરવા માટે જ પરમાત્માએ એને થોડી પ્રાકૃતિક શક્તિઓ આપેલી છે. એણે મનુષ્યો તથા જાનવરોને એવી સ્વાભાવિક બુદ્ધિ આપી છે કે જેને લીધે શીખવાડયા વિના પણ તે આવી રીતે વ્યવહાર કરી શકે છે.

હવે એક પાઠશાળામાં ભણનાર બાળકના વ્યવહારને જોઈએ. તે બાળક જ્યારે પોતાના શિક્ષકને માર્ગમાં મળે છે. ત્યારે તેમને પ્રણામ કરે છે, અને ઘણી નમ્રતાથી વાતો કરે છે. જે કંઇ વસ્તુ એને જોઇએ છે તે પ્રાર્થના કરીને મોટાંઓથી માગે છે. ઝૂંટવવા માટે દોડતો નથી. આવી જાતનો વ્યવહાર તે શા માટે કરે છે? માતાના ઉદરેથી જન્મ લેતાં તે આ વ્યવહાર જાણતો ન હતો, અને સ્વાભાવિક બુદ્ધિને લીધે પણ તે આ પ્રમાણે કરતો નથી. આ ઉત્તમ વ્યવહાર એને શીખવાડવામાં આવે છે. આ વાત અવશ્ય છે અને આગળ જઇને સ્પષ્ટ પણ થઈ જશે કે આ વ્યવહાર એ ધીમે ધીમે શીખ્યો છે. એના શીખવાડનાર માણસોએ એની પ્રાકૃતિક શક્તિઓ કામમાં લઇને એને આવી જાતનો વ્યવહાર, જે વ્યવહારને આપણે ઉત્તમ સમજીએ છીએ તે શીખવાડયો છે. કારણ કે આપણું આખું ચારિત્ર્ય કંઇક તો પ્રાકૃતિક શક્તિઓથી, અને કંઇક અર્જિત અથવા મેળવેલી શક્તિઓથી, ઘડાયું છે, મનુષ્યના વ્યવહારમાં અર્જિત શક્તિઓ જ મુખ્ય હોય છે. પણ આ બધાનું મૂળ પ્રાકૃતિક શક્તિઓ જ હોય છે. શિક્ષકે આ વસ્તુને સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે માણસનું ચારિત્ર્યરૂપી આખું શરીર એની પ્રાકૃતિક શક્તિઓની રૂપરેખા ઉપરથી બનેલું હોય છે. આ જ કારણ છે કે વર્તમાન મનોવિજ્ઞાનમાં પ્રાકૃતિક શક્તિઓનું મહત્ત્વ વધારે ગણાય છે. માણસનું આખું ચારિત્ર્ય, એનું વ્યક્તિત્વ, એનો સામાજિક વ્યવહાર તથા એની પ્રાકૃતિક શક્તિઓ એના ઉચિત વિકાસ ઉપર નિર્ભર છે. દરેક વ્યક્તિ વ્યક્તિ હોય છે. પણ એનાથી વધારે એ સામાજિક વ્યક્તિ હોય છે. અને એની પ્રાકૃતિક શક્તિઓનો વિકાસ એ સહવાસમાં જ

થતો રહે છે. જેમાં તે પ્રાકૃતિક શક્તિઓના આધાર ઉપર મનુષ્યના શિક્ષણ અને સહવાસનો પ્રભાવ પડે છે અને માણસનું ચારિત્ર્ય ઘડાય છે. શિક્ષણનું મુખ્ય કર્તવ્ય છે કે તે બાળકને ચારે બાજુ એવો સહવાસ ઉપસ્થિત કરે, અને એવા સહવાસમાં એને રાખે, જેનાથી પ્રાકૃતિક શક્તિઓનો પૂર્ણ અને શુદ્ધ રીતિથી વિકાસ થાય. આ માટે શિક્ષકે આ બે વાતો જાણવી જરૂરી છે, પહેલી તો એ કે માણસની પ્રાકૃતિક શક્તિઓ શું છે? અને બીજી એ કે સહવાસ કેવો હોવો જોઇએ? જે વિકાસ માટે ઉત્તમ સમજવામાં આવે. માણસની શક્તિઓ કઇ-કઈ છે? અને એ શક્તિઓમાં શિક્ષણક્ષેત્રમાં કઈ વધારે ઉપયોગી એ વસ્તુ ઉપર વિચાર કરતા પહેલાં પ્રાકૃતિક શક્તિઓ શું છે? અને એનાં મુખ્ય લક્ષણો કયાં છે? એના ઉપર આપણે સૂક્ષ્મ રીતે વિચાર કરવો જોઈએ. પ્રાકૃતિક શક્તિઓ શું છે? એની નિશ્ચિત રૂપથી પરિભાષા બનાવવી બહુ જ કઠિન છે. આ વિષયમાં માનસ-શાસ્ત્રીઓમાં મતભેદ છે. વર્તમાનકાળમાં મેકડૂગલ, ડ્રીવર અને થૉર્ન ડાઇક વગેરે પ્રસિદ્ધ માનસશાસ્ત્રીઓએ આ વાત ઉપર ઘણો વિચાર કર્યો છે. જેનાથી આપણે પ્રાકૃતિક શક્તિઓનાં ઘણાં લક્ષણો શોધી શકીએ છીએ.

૧-પહેલી વાત જે આપણે ઉપરના દાખલાઓથી સ્પષ્ટ કરી શકીએ, અને જેના વિષયમાં બધા સહમત છે, તે આ છે કે આપણામાં કંઇક પ્રાકૃતિક મનોવૃત્તિઓ છે. જેને લીધે આપણે કોઈ પણ વસ્તુને જોઇને વિશેષ પ્રકારથી વ્યવહાર કરીએ છીએ, આ માનસિક પ્રવૃત્તિઓ પ્રાકૃતિક છે. તેઓને લીધે જેવો વ્યવહાર આપણે કરીએ છીએ. તે આપણને કોઇ શીખવાડતું નથી. એને આપણે જન્મથીજ જાણીએ છીએ, અને જ્યારે આપણને સમય મળે છે ત્યારે તરતજ કરવા લાગીએ છીએ. આ પ્રવૃત્તિઓ પરંપરાથી ચાલતી આવી છે. અને આ આપણી બીજ પરમ્પરાનો અંશ છે. જ્યારે ઉત્તેજના હોય છે ત્યારે

આપણે વ્યવહાર કરતી વખતે કંઈ વિચાર કરવો પડતો નથી. અને આપણો વ્યવહાર એટલો સરળ બની જાય છે કે આપણને એ પ્રમાણે કરવાનો વર્ષોથી અભ્યાસ છે. આપણા ઘણા શીખેલા વ્યવહાર પણ ધીરે ધીરે સુગમતાથી થતા જાય છે, જેવી રીતે ટાઈપ કરવું, અથવા મોટર ચલાવવી; પણ આ પ્રાકૃતિક વ્યવહાર નથી બની જતા. આ વ્યવહારો આપણે જન્મ્યા પછી જ શીખીએ છીએ અને અહીંજ છોડી દઈએ છીએ અને બીજ પર-મ્પરાથી પેઢી દર પેઢી ચાલી શકતા નથી.

૨–બીજી વાત એ છે કે જેટલી પ્રવૃત્તિઓ કોઈ પણ જાતિમાં હોય છે તે એ જાતિની બધી વ્યકિતઓમાં હોવી જરૂરી છે. એક પ્રવૃત્તિ જે મનુષ્યજાતિમાં મળે છે તે બધાજ મનુષ્યોમાં મળશે. તે જાનવરોમાં મળે અથવા ન મળે પણ માણસોમાં તો અવશ્ય મળવીજ જોઇએ. જેવી રીતે મનુષ્ય જાતિમાં આ પ્રાકૃતિક પ્રવૃત્તિ છે, કે તે ભય ઉપજાવનારી વસ્તુ જોઈને કયાંક સંતાઈ જાય અથવા નાસી જાય. આ પ્રવૃતિ બધા મનુષ્યોમાં મળશે. કેટલીય પ્રવૃત્તિઓ એવી છે જે માણસોમાં અને બીજા જાનવરોમાં સમાન રૂપથી મળે છે, જેવી રીતે મૈથુન કરવાની ઈચ્છા. જો કે એક વાત ચોક્કસ છે કે માનવીય પ્રવૃતિઓ બધા મનુષ્યમાં મળે છે. પણ એ પણ થઇ શકે છે કે દરેક મનુષ્યમાં એના વિકાસની ગતિ એક સરખી હોતી નથી. એક ભયોત્પાદક વસ્તુને જોઇને એક માણસમાં ડર વધારે હોય અને બીજામાં ઓછો. બે માણસમાં અનુકરણ કરવાની પ્રવૃત્તિ એક સરખી જ હોય પણ એની અનુકરણપ્રણાલીની આતુરતામાં અંતર થઇ શકે છે. કેટલુંક અંતર તો સહવાસથી પડે છે, પરંતુ એ જોવામાં આવ્યું છે કે એક સહવાસ હોવા છતાં પણ આ ભેદ પ્રાકૃતિક છે. કેટલીય પ્રવૃત્તિઓ પુરૂષમાં વધારે તીવ્ર હોય છે અને કેટલીય સ્ત્રીઓમાં, બાળકને પ્યાર કરવાની પ્રવૃત્તિ દરેક માણસમાં હોય છે. પણ એ સ્પષ્ટ છે કે

સ્ત્રીમાં પ્યાર કરવાની પ્રવૃત્તિ પુરુષ કરતાં વધારે તીવ્ર હોય છે. પોતાની ગુણોની પ્રશંસા કરવી, પોતાનું અહમ્ બતાવવું, અને પોતાની યોગ્યતાનું પ્રદર્શન કરવું, આ પ્રવૃત્તિઓ પુરુષમાં સ્ત્રી કરતાં વધારે હોય છે.

૩-ત્રીજી વસ્તુ એ છે કે આ પ્રવૃત્તિઓ આપણને બીજ પરમ્પરાથી મળે છે. અને કોઈના શીખવાડ્યા વગર આપણે વ્યવહાર કરી શકીએ છીએ. તો પણ આ બધી પ્રવૃત્તિઓ જન્મથી જ પ્રાપ્ત થતી નથી. એમનો વિકાસ સમયાનુસાર હોય છે. બાળક જન્મતાં જ માતાના સ્તનોથી દૂધ ચૂસવા લાગી જાય છે આ ધાવવાની ક્રિયા એને કોઈ શીખવાડતું નથી. બાળકની મનોવૃત્તિ એવું કરવાની હોય છે અને એ પ્રમાણે કરે છે. ધાવવું એ આ જ અવસ્થામાં તે કરવા લાગે છે. જેઓનો વિકાસ જ્યાં સુધી બાળક થોડો ઘણો મોટો થતો નથી ત્યાં સુધી થઈ શકતો નથી. અનુકરણ કરવાની ચેષ્ટા તે મોટો થાય છે ત્યારે કરવા લાગે છે. પોતાનું અહમ્ બતાવવું, ઝઘડવાની પ્રવૃત્તિઓ વગેરે થોડો વધારે મોટો થાય ત્યારે પ્રગટ થાય છે. કામવાસના એ પ્રાકૃતિક છે અને એનો ઉદય તરુણાવસ્થા સુધી નથી થતો. આ વાત જાણવી કે જુદી જુદી અવસ્થાઓ ઉપર જુદી જુદી પ્રાકૃતિક શક્તિઓના વિકાસ થાય છે. શિક્ષક માટે આ ઘણું આવશ્યક છે. કારણ કે બાળકની પ્રવૃત્તિઓ ઉપર આખું શિક્ષણશાસ્ત્ર નિર્ભર છે. આ વાત જાણ્યા સિવાય કઈ પ્રવૃત્તિઓનો કેવી રીતે ઉપયોગ કરવો જોઈએ, કે જેનાથી બાળક ઉત્તમ અને ગુણવાન વ્યક્તિ બની શકે, શિક્ષક પોતાનું કામ ક્યારે પણ ચલાવી શકતો નથી. જે અવસ્થામાં આ પ્રવૃત્તિનો ઉદય થાય છે તે જ વખતે એનો પૂરો પ્રયોગ કરવો જોઈએ. શિક્ષણપ્રણાલીને બાળકોની પ્રવૃત્તિઓના વિકાસને અનુકુલ બનાવવી પડશે. જો કોઈ પણ પ્રવૃત્તિના આરંભકાળમાં તેનો ઉપયોગ ન કર્યો તો, સમય વીત્યા બાદ એનો વેગ ઘટી જશે, અને તે પ્રવૃત્તિનો

સમયાનુસાર ઉપયોગ કરવાથી જે લાભ બાળકને થતો હોય એનાથી એ વંચિત થઇ જશે જ્યારે બાળકને નકલ કરવાની પ્રવૃત્તિ હોય તે વખતે બાળકને એવા સહવાસમાં રાખવો જોઈએ કે એને ઉત્તમ આચાર, સારી વાણી અને ઉત્તમ વ્યવહારનું અનુકરણ કરવાનો અવસર મળે.

મેકડુગલે પ્રાકૃતિક શક્તિઓની પરિભાષા કરતી વખતે કહ્યું છે કે માણસ અને બીજા જીવોને પરમાત્માએ એક નૈસર્ગિક બુદ્ધિ આપી છે. માણસના મનમા એવી પ્રવૃત્તિઓ પરંપરાથીજ હોય છે, જેને લીધે જ્યારે તે કોઈ વસ્તુને જુએ છે, અથવા એની સામે કોઈ ઉત્તેજના પ્રકટ કરે છે તો તે આ ઉત્તેજનાથી એક નિશ્ચિત અને બંધાયેલો વ્યવહાર કરે છે આ વ્યવહાર કોઇને શીખવાડવો પડતો નથી. આવો વ્યવહાર કરવાની શક્તિ એમા પ્રાકૃતિક હોય છે. મેકડુગલનું આ પણ કથન છે કે ઉત્તેજના થવાથી એના મનમા થોડો મનોવિકાર પણ ઉત્પન્ન થાય છે. આ મનોવિકાર પણ વ્યવહારની માફક બંધાયેલો હોય છે. દરેક પ્રવૃત્તિ માટે એક મનોવિકાર હોય છે. જે મનમાં પ્રવૃત્તિની સાથે પ્રગટ થઈ જાય છે. જેમ્મે તો આ મનોવિકાર ઉપર ઘણું જોર આપ્યું છે. અને મનોવિકારની પરિભાષા, કરીને એનાં લક્ષણો બતાવ્યાં છે. દરેક પ્રવૃત્તિની સાથે એક મનોવિકાર હોય છે અથવા નહિ, આનો નિર્ણય કરવો કઠિન છે. કેટલાય મનોવિજ્ઞાનવેત્તાઓનું કહેવું છે કે આ પ્રમાણે હંમેશાં હોતું નથી. કેટલીય પ્રવૃત્તિઓ એવી છે કે જેને લીધે વ્યવહાર કરવામાં મનોવિકાર જરા પણ પ્રગટ થતો નથી અને થતો પણ હોય તો તે પ્રત્યક્ષ તો હોતો જ નથી. ડ્રીવરનું કહેવું છે કે પ્રાકૃતિક શક્તિ અનુસાર વ્યવહાર કરતી વખતે પ્રાણીના મનમાં અંતઃક્ષોભ અથવા મનોવિકાર હોવો જરૂરી નથી. તે આ કહે છે કે પ્રાકૃતિક પ્રવૃત્તિઓને લીધે જે વ્યવહાર પ્રાણી કરે છે તેમાં અંતઃપ્રેરણા અવશ્ય હોય છે પણ મનોવિકાર હોતો નથી. જ્યાંસુધી પ્રેરણા

પૂરી થતી જાય છે ત્યા સુધી પ્રાણીને ક્ષોભ કરવાની આવશ્યકતા હોતી જ નથી પણ જ્યારે પ્રેરણાને પૂર્ણ થવામાં રૂકાવટ હોય છે ત્યારે ક્ષોભ પ્રગટ થાય છે. અને જેટલી વધારે રૂકાવટ હોય છે એટલા જ મનો વિકાર ઉત્પન્ન થાય છે. કોઇ પણ ભયાનક વસ્તુને જોઈને એનાથી બચવા માટે કોઈ વ્યક્તિ નાસે છે, અને જ્યાં સુધી એને રૂકાવટ વગર નાસવા મળે છે ત્યાં સુધી એને પોતાને બચાવવાની અંત.પ્રેરણા પૂર્ણ થતી જાય છે અને જ્યારે તે નાસી શકતો નથી અથવા જ્યારે એને સંતાવાની જગ્યા નથી મળતી, અથવા નાસતી વખતે બીજી કોઈ મુસ્કેલી વચમાં આવી જાય છે ત્યારે એની અંત.પ્રેરણા પૂર્ણ ન થવાથી એમાં ભયરૂપી મનોવિકાર વધે છે. જેટલી વધારે રૂકાવટ થાય છે, તેટલા વધારે મનોવિકાર વધે છે.

એક વાત જાણવી હજુ જરૂરી છે કે આ પ્રાકૃતિક પ્રવૃત્તિઓનો ઉદ્દેશ શો છે? જેવો વ્યવહાર પ્રાણી કરે છે તે પ્રમાણે કરવા માટે તેને આ કેમ પ્રેરિત કરે છે.

જીવ-વિજ્ઞાન આપણને આ બતાવે છે —પ્રાણીના જીવનના બે મુખ્ય ઉદ્દેશ છે ૧ પોતે પોતાનુ નિરીક્ષણ કરવું અને સ્વયને જીવિત રાખવુ ૨. આપણી જાતિની વૃદ્ધિ કરવી અને એને જીવિત રાખવાના પ્રયાસ કરવા જીવવિજ્ઞાનની દષ્ટિથી આ વાત અવશ્ય સાચી છે. નિમ્નશ્રેણીના જાનવરોનાં જીવન અને વ્યવહાર જોઇને આ સ્પષ્ટ થઈ જાય છે કે તેઓના બધા કાર્યો આ જ ઉદ્દેશોને પૂર્ણ કરવા માટે હોય છે પરંતુ માણસનો વ્યવહાર એટલો સરળ નથી, તે ઘણો મિશ્રિત અને ગૂચવણ ભરેલો હોય છે. અને માનવજાતિના બધા વ્યવહારોને જીવવિજ્ઞાનના બે ઉદ્દેશોને આધીન સમજવા, મનુષ્ય-જાતિને જાનવરોસમાન સમજવી બરાબર છે. તો પણ આ કહેવું અસત્ય નથી કે આ ઉદ્દેશો એના સન્મુખ અવશ્ય હોય છે. પ્રાચીન હિન્દુ શાસ્ત્રકારોએ કહ્યું પણ છે:—

आहार निद्राभय मैथुनंच सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
धर्मोहि तेषामधिको विशेषो धर्मेणहीनाः पशुभिः समाना ॥

પ્રાકૃતિક શક્તિઓ જે વ્યવહાર પ્રાણીથી કરાવે છે તે વ્યવહાર પ્રાણી માટે લાભદાયક જ હોય છે. આ વ્યવહાર હમેશા એની અને એની જાતિની સ્વાર્થસાધનામાં આવશ્યક હોય છે. નાસવાની પ્રવૃત્તિ એને ભયના કારણમાંથી બચાવે છે અનુકરણનો વ્યવહાર એની સ્વાર્થવૃદ્ધિ કરે છે. કામના વ્યવહારમા એને વંશ ચલાવવાનો અને એની જાતિની વૃદ્ધિનો ઉદ્દેશ છૂપો હોય છે.

આપણે ઉપર કહી આવ્યા છીએ કે જ્યારે કોઈ પણ પ્રકારની ઉત્તેજના હોય છે ત્યારે તે પ્રાકૃતિક પ્રવૃત્તિ પ્રાણીથી વ્યવહાર કરે છે. આ ઉત્તેજના વિશેષ પ્રકારની હોય છે કારણ કે નાસવાનો અથવા સંતાવાનો વ્યવહાર પ્રવૃત્તિ કરાવવા માગે છે તો ભયંકર વસ્તુ અથવા ભયોત્પાદક ધ્વનિરૂપી ઉત્તેજના હોવી જોઈએ. આગળ ચાલીને ઓછામા ઓછી માણુસમા તો આ પ્રારંભિક ઉત્તેજનાની જરૂર પડતી નથી. હાં, થોડા બીજા જીવોમા પણ નથી પડતી. ભયજનક વસ્તુ ભલે હોય કે ન હોય, પરંતુ એનો ફક્ત વિચાર જ વ્યવહાર કરવા માટે ઉચિત ઉત્તેજના બની જાય છે. આ વાત પણ જાણવી આવશ્યક છે કે ઉત્તેજના અને વ્યવહારમાં શો સંબંધ છે. જેવું આપણે ઉપરના દાખલાઓમાં જોયું છે. કોઈ પણ વ્યવહારને પૂર્ણ થવામાં ત્રણ વાતોની આવશ્યકતા છે. ઉત્તેજના, આંતરિક પ્રેરણા અને વ્યવહાર. પ્રતિક્રિયાત્મક કામમાં ઉત્તેજના અને વ્યવહાર આ બે જ મળે છે. પરન્તુ પ્રાકૃતિક વ્યવહાર જો કે પ્રતિક્રિયાત્મક કાર્ય સમાન સુગમતા અને સરળતાથી થાય છે અને એને કરવાથી પ્રાણીને કંઈ પણ વિચારવું પડતું નથી, તો પણ એમાં ઉત્તેજના અને વ્યવહારથી કામ નથી ચાલતું. વ્યવહારનું મુખ્ય કારણ એ જ છે.

આ એક પ્રાકૃતિક વસ્તુ છે કે ખાવાની થાળી જોઈને આપણા મોંઢામાં પાણી વળે અને આપણે ભોજન કરવાનો વ્યવહાર કરીએ. પરંતુ એ વખતે આપણે ભૂખ્યા હોવાનું પણ આવશ્યક છે. ખાલી ઉત્તેજનાથી કામ ચાલતું નથી. આંતરિક પ્રેરણા અવશ્ય થવી જોઈએ. ઘોડાને પાણીની પાસે લઈ જઈ શકાય છે, પણ એને પાણી પીવડાવી શકતા નથી. શિક્ષણ સંબંધી વાતોમાં આનું ધ્યાન રાખવું જરૂરી છે. શિક્ષક જો બાળકની આંતરિક રૂચિને પકડે તો આગળ કામ ચાલી શકે છે અને ઇચ્છાનુસાર વ્યવહાર પણ કરાવી શકાય છે.

+

## ૫—માણસની મુખ્ય પ્રાકૃતિક પ્રવૃત્તિઓ.

માણસની બધી પ્રાકૃતિક પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરવાની અહીં જરૂર નથી કુલ કેટલી પ્રવૃત્તિઓ છે અને તેમના કયા કયા નામ હોવાં જોઈએ, અને તે કેટલી જુદી જુદી જાતિઓમા વિભાજિત થઈ શકે છે? આ બધી વાતો ઉપર મનોવિજ્ઞાનવેત્તાઓમાં મતભેદ છે. હવે આપણે એવી પ્રવૃત્તિઓ ઉપર જ વિચાર કરીશું કે જેને જાણવી શિક્ષક માટે જરૂરની છે. વ્યવહારથી જ પ્રવૃત્તિ શોધી શકાય છે. અને વ્યવહારથી જ પ્રવૃત્તિઓનો વિકાસ થાય છે. આ સંબધમાં એક વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે માણસનો વ્યવહાર સરળ નથી પરંતુ મિશ્રિત અને ગુંચવણ ભરેલો હોય છે. કોઇ પણ વ્યવહારમાં ફક્ત એક જ પ્રવૃત્તિ નહિ, પરંતુ અનેક પ્રવૃત્તિઓનો પ્રયોગ એકી સાથે થવા લાગે છે એક બાજુએ ભય, બીજી બાજુએ ઘૃણા, ત્રીજી બાજુએ આશ્ચર્ય, ચોથી બાજુએ ઝઘડાલુપન.

૧. ભયથી નાસી જવું અથવા જાતે છુપાઈ જવું. આને લોકો ખાસ કરીને ડર કહે છે. પરંતુ ખરી રીતે આ પ્રવૃત્તિ સાથે જે મનોવિકાર હોય છે તેને ડર કહેવો જોઈએ. આ પ્રવૃત્તિ દરેક પ્રાણીમાત્રમાં

ઉપર બીલકુલ પડતો નથી. વધારે મારઝૂડ કરવાથી કોઇ લાભ થતો નથી. શિક્ષણનો સિદ્ધાન્ત ફક્ત આ જ ન થવો જોઈએ કે ડર બતાવીને કામ પતાવી દઈએ. પરંતુ સાથે સાથે એ પણ થવો જોઈએ કે જે ખોટો ડર બાળકમાં હોય છે. એને દૂર કરવાનો પ્રયત્ન કરીએ. ડરનો પ્રયોગ ત્યારે જ કરવો જોઈએ જ્યારે બીજા પ્રયોગોથી કામ ન ચાલે.

ડરથી મળતી ઘૃણાની પ્રવૃત્તિ હોય છે. આપણે ઘૃણાને લીધે જ કોઈ કોઈ વસ્તુથી પોતાને દૂર હટાવવાનો પ્રયત્ન કરીએ છીએ. જે વસ્તુમાં ચીકાશ હોય, અથવા દુર્ગન્ધ હોય, તો આ વસ્તુમાં એવી છે જેનાથી પ્રાણી દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે. આ પણ થઈ શકે છે કે આપણને કેટલાક માણસો એવા પણ મળે, કે જેઓનો આચાર, વિચાર, અને સહવાસ આપણામાં ઘૃણા ઉત્પન્ન કરી શકે. લગભગ ઘણી વખત એવું બને છે કે આપણે બચપણમાં કેટલાય માણસોની વાર્તાઓ વાંચીએ છીએ. અને કોઈપણ કારણથી આપણામાં તે મનુષ્યો માટે મનમાં ઘૃણા ઉત્પન્ન થઇ જાય છે. અને તે જન્મભર મનમાં ટકી રહે છે. એટલે જ સાહિત્ય અને ઈતિહાસના શિક્ષકોને, ઘણું ધ્યાન રાખવાની જરૂર છે કે નાના બાળકોને ભણાવતી વખતે મહાપુરૂષોના વિષયમાં એવી વાતો ન કહે, કે જેને લીધે બાળકોના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન થાય નહિ તો તે હંમેશને માટે તેઓના ચિત્તમાં અંકિત થઇ જશે. સાથે સાથે આ પણ યાદ રાખવાની જરૂર છે કે ઘૃણાનો ઉપયોગ પણ શિક્ષક કરી શકે છે. તેના એવા પ્રયત્ન કરવા જોઈએ કે ખોટી વાતોના વિષયમાં બાળકોના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન કરે. જેનાથી એ અનુચિત આચારવિચાર અને વ્યવહાર વગેરેથી બચી જાય.

૨. ઝઘડાળુપણુ—બાળકોમાં આ પ્રવૃત્તિ વધારે મળે છે. આ પ્રવૃત્તિ કોઇ વાત ઉપરથી પ્રકટ થઈ શકે છે. આ વાત અવશ્ય છે કે બીજી પ્રવૃત્તિઓને પ્રકટ થતી વખતે સાથે સાથે આ પણ પ્રકટ થઈ

હોય છે. એવું જોવામાં આવે છે કે ડરનાં મુખ્ય કારણો ઘોર અને કઠોર શબ્દ કરવો, વીજળીના ચમકારા અને મેઘોનો ગડગડાટ, અંધકાર, હરતાં ફરતા વિચિત્ર પ્રાણીઓ, વાળવાળાં જાનવરો વગેરે હોય છે. આ બધી વસ્તુઓ આપણામાં ડર ઉત્પન્ન કરી શકે છે. ડર સાથે પરમાત્માએ આપણને નિડર બનવાની શક્તિ પણ આપી છે. ક્યારે ક્યારે વ્યવહાર કરતી વખતે આ બે પ્રવૃત્તિઓમાં ઝઘડો થવા લાગે છે. અને એમા જે શક્તિશાળી હોય છે એની જીત થાય છે. આ પ્રવૃત્તિનાં મુખ્ય કારણો ફક્ત જન્મ જન્માન્તરના સંસ્કાર થઈ શકે છે. પ્રાચીન કાળમા મનુષ્યને પોતાનું રક્ષણ કરવા માટે, અને ક્ષુધાતૃપ્તિ માટે મોટાં મોટાં જાનવરોનો શિકાર કરવો પડતો હતો. એને મોટી મોટી ગુફાઓ અને બખોલોમાં ઘૂની ઘૂમીને જવું પડતું હશે. સહચારને લીધે માણસમાં આ ડરની પ્રવૃત્તિ વધારે હોય છે. શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રવૃત્તિને વધારે જાગૃત કરવાથી બાળકને નુકશાન પહોંચી જાય છે. દા. ત. જો કોઈ સાપ બાળકને, અથવા એના કોઇ પણ મિત્રને બચપણમા કરડ્યો હોય, તો સહચાર થવાથી એના મનમાં સર્પ તરફથી ડર દૃઢ થઇ જશે, અને મોટો થતાં તે સાપથી ઘણો જ ડરશે. બચપણમાં છોકરાઓને ભૂત-પ્રેતોથી ડગવવા અથવા કોઇ વસ્તુનો ડર બતાવીને ચુપ કરવા એ લાભદાયક નથી. કારણ કે બાળકના મનમાં વૃથા ડરની પ્રવૃત્તિ જામી જાય છે.

શિક્ષક માટે ડરની પ્રવૃત્તિ એના કાર્યમાં ઘણી મદદ પહોંચાડે છે. ડરને લીધે આપણે બાળકની ખોટી મનોવૃત્તિઓને રોકી શકીએ છીએ. અને એને ઉત્તમ માર્ગ ઉપર લાવી શકીએ છીએ. બાળકમાં ડરની પ્રવૃત્તિ ઉત્પન્ન હોવાથી માર, અને ધમકીનો એની ઉન્નતિ માટે ઉપયોગ કરી શકીએ છીએ. જ્યારે બાળક નિડર થઇ જાય છે ત્યારે ધમકાવવાનો અથવા મારવાનો પ્રભાવ એના

ઉપર બીલકુલ પડતો નથી. વધારે મારઝૂડ કરવાથી કોઇ લાભ થતો નથી. શિક્ષણનો સિદ્ધાન્ત ફક્ત આ જ, ન થવો જોઈએ કે ડર બતાવીને કામ પતાવી દઈએ. પરંતુ સાથે સાથે એ પણ થવો જોઈએ કે જે ખોટો ડર બાળકમાં હોય છે. એને દૂર કરવાનો પ્રયત્ન કરીએ. ડરનો પ્રયોગ ત્યારે જ કરવો જોઈએ જ્યારે બીજા પ્રયોગોથી કામ ન ચાલે.

ડરથી મળતી ઘૃણાની પ્રવૃત્તિ હોય છે. આપણે ઘૃણાને લીધે જ કોઈ કોઈ વસ્તુથી પોતાને દૂર હટાવવાનો પ્રયત્ન કરીએ છીએ. જે વસ્તુમાં ચીકાશ હોય, અથવા દુર્ગંધ હોય, તો આ વસ્તુમાં એવી છે જેનાથી પ્રાણી દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે. આ પણ થઈ શકે છે કે આપણને કેટલાક માણસો એવા પણ મળે, કે જેઓનો આચાર, વિચાર, અને સહવાસ આપણામાં ઘૃણા ઉત્પન્ન કરી શકે. લગભગ ઘણી વખત એવું બને છે કે આપણે બચપણમાં કેટલાય માણસોની વાર્તાઓ વાંચીએ છીએ. અને કોઈ પણ કારણથી આપણામાં તે મનુષ્યો માટે મનમાં ઘૃણા ઉત્પન્ન થઇ જાય છે. અને તે જન્મભર મનમાં ટકી રહે છે. એટલે જ સાહિત્ય અને ઈતિહાસના શિક્ષકોને ઘણું ધ્યાન રાખવાની જરૂર છે કે નાના બાળકોને ભણાવતી વખતે મહાપુરૂષોના વિષયમાં એવી વાતો ન કહે, કે જેને લીધે બાળકોના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન થાય નહિ તો તે હમેશને માટે તેઓના ચિત્તમાં અંકિત થઇ જશે. સાથે સાથે આ પણ યાદ રાખવાની જરૂર છે કે ઘૃણાનો ઉપયોગ પણ શિક્ષક કરી શકે છે. તેના એવા પ્રયત્ન કરવા જોઈએ કે ખોટી વાતોના વિષયમાં બાળકોના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન કરે. જેનાથી એ અનુચિત આચારવિચાર અને વ્યવહાર વગેરેથી બચી જાય.

૨. ઝઘડાળુપણું—બાળકોમાં આ પ્રવૃત્તિ વધારે મળે છે. આ પ્રવૃત્તિ કોઇ વાત ઉપરથી પ્રકટ થઈ શકે છે. આ વાત અવસ્ય છે કે બીજી પ્રવૃત્તિઓને પ્રકટ થતી વખતે સાથે સાથે આ પણ પ્રકટ થઈ

જાય છે. આને જેટલી રૂકાવટ મળે છે તે એટલી જ વધારે તીવ્ર થઈ જાય છે. બાળકોમાં ઝઘડવાની ટેવ ખોટી ગણાય છે. માતા-પિતા અને શિક્ષક ડરાવીને બાળકને દબાવી દે છે. બાળકમાં આ પ્રવૃત્તિ ઉત્પન્ન થવી એ કંઇ ખોટું નથી. કારણ કે ઝઘડાલુ બાળકની બુદ્ધિ વધારે તીવ્ર હોય છે. અને ભવિષ્યમા સમજદાર થવાની સંભાવના પણ ઘણી હોય છે. કેટલીય વખત તો કહેવામાં આવે છે કે બાળક પોતાની ઉપ-માતાને વધારે તંગ કરે છે. તે મોટા થઈને સારાં નીકળે છે. જે બાળકો ચુપચાપ પડયાં રહે છે, ગંભીરતાની મૂર્તિ હોય છે. તે ઘણું કરીને મંદ બુદ્ધિનાં હોય છે. આ પ્રવૃત્તિને જો આપણે સારી સમજીએ છીએ તો આનો અર્થ આ નથી કે આપણે બાળકને મરજી મુજબ કામ કરવા દઈએ. આપણે ઈચ્છીએ કે આ પ્રવૃત્તિને સારા માર્ગે વાળી શકાય. જ્યારે એવો આપણને અનુભવ થાય કે ડરના પ્રયોગથી બાળકને હાનિ પહોંચશે તો આ પ્રવૃત્તિને ડરની સામે ઉપસ્થિત કરી દેવી જોઇએ. કોઈ પણ કઠિન કાર્ય કરવા માટે અને બાળકને ઉત્તેજના આપવા માટે આ પ્રવૃત્તિનો શિક્ષકે ઉપયોગ કરવો જોઇએ. જ્યારે કોઈ પણ કઠિન સમસ્યા ઉપસ્થિત થાય, ત્યારે બાળકની આ પ્રવૃત્તિને જાગૃત કરવી જોઇએ. જેનાથી બાળક સાહસિક બને. બાળકને જે વર્ગમાં કોઇ પણ કઠિન કાર્ય માટે લગાડવો હોય, અથવા કોઇપણ કઠિન પ્રશ્ન હલ કરાવવો હોય, અથવા કોઈ પણ કઠિન પ્રયોગ શીખવાડવો હોય, તો એમાં હિમ્મત આવે, એટલા માટે આ પ્રવૃત્તિ જાગૃત કરીને બાળકોમાં કામ કરવાની ટેવ ઉત્પન્ન કરાવવી જોઈએ.

૩. કુતૂહલ અથવા જિજ્ઞાસાઃ—આપણે જ્યારે પણ કોઈ પણ વસ્તુને જોઈએ છીએ, તો એના વિષયમાં વધારે જાણવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણે એની પાસે જઈએ છીએ. એને ઊંધુચત્તુ કરીએ છીએ, ખોલીએ છીએ અને એનું પૂર્ણ નિરીક્ષણ કરીએ છીએ. અર્થાત્ જેવી વસ્તુ હોય અને જેવો અવસર હોય તેવો વ્યવહાર

કરીએ છીએ. આપણી આ ઇચ્છા જરૂર થાય છે કે એના વિષયમાં આપણે થોડું વધારે જાણીએ. આપણને સાથે સાથે આશ્ચર્ય પણ થાય છે. જે વસ્તુ જોવાલાયક છે તેની પ્રશંસા પણ કરીએ છીએ. એક વસ્તુ આ પણ છે કે જો કોઈ વસ્તુ આપણાથી સંતાડવામા આવે તો એને જોવાની ઉત્સુકતા આપણામા વધારે હોય છે. ઢાંકેલી વસ્તુને જોવા માટે અને એના વિષયમા વધારે જાણવા માટે આપણામા જેટલી ઉત્સુકતા હોય છે તેટલી ઉત્સુકતા ઉઘાડી વસ્તુને જોવામા હોતી નથી.

જો કોઈ અપરિચિત વસ્તુ આપણી સામે આવે તો કુતૂહલની પ્રવૃત્તિ જાગૃત થાય છે પરંતુ સાથે સાથે એ પણ થઈ શકે છે કે ભય પણ ઉત્પન્ન થાય. ભય આપણને દૂર ખેંચે છે અને કુતૂહલની પ્રવૃત્તિ પાસે આવે છે. એમાં જે તીવ્ર હોય છે તે જ અનુકૂળ વ્યવહાર કરવા લાગે છે. ક્યારે ક્યારે તો એવું પણ બને છે કે એક વખત વસ્તુને જોઈને એને માટે આપણે આકર્ષાઈએ છીએ. બીજી વખત જોઈને ભય લાગે છે. અને ફરીથી આકર્ષણ થાય છે. બચપણમાં ખાસ કરીને જાનવરોને જોઈને એવા જ ભાવ પ્રગટ થવા લાગે છે. જ્યારે બાળક જાણવા લાગી જાય છે કે કયું જાનવર હાનિકારક અને કયું લાભદાયક છે ત્યારે તે એની સાથે એક પ્રકારનો નિશ્ચિત વ્યવહાર કરવા લાગે છે.

કુતૂહલ અથવા જિજ્ઞાસાની પ્રવૃત્તિ બચપણમાં ઘણી તીવ્ર હોય છે. મોટા થતાં તે જુદી થઈ જાય છે પરંતુ બિલકુલ નષ્ટ થતી નથી. વૃદ્ધ માણસોને પણ થોડું ઘણું જાણવાની ઉત્સુકતા હોય છે. શિક્ષકને જોઇએ કે આ પ્રવૃત્તિનો પ્રયોગ બાળકોની નવી વાત શીખવાડવામાં અવશ્ય કરે.

જો અટકયા વગર એને ચાલવા દઇએ તો સંભવ છે કે બાળક કોઈ પણ વાત ઉપર પૂરેપૂરી રીતે ધ્યાન ન આપે અને પોતાનો

આખો સમય એક વસ્તુ ઉડાડવામાં અને બીજી વસ્તુને જોવામાં વ્યતીત કરે. પણ જો બાળકના વ્યવહારનું યોગ્ય નિયંત્રણ અને સંગઠન કરવામાં આવે તો આ પ્રવૃત્તિથી ઘણો લાભ થઈ શકે છે. બાળકને નવા કામમાં લગાડવા માટે, અથવા કોઈ પણ નવો પાઠ શરૂ કરવા માટે શિક્ષક આનો પ્રયોગ કરી શકે છે. લગભગ નવી વસ્તુ બતાવવામાં અને એના ઉપર વાત કરવાથી બાળકોનું ધ્યાન ખેંચી શકાય છે. બાળક નવું જાણવાનો પ્રયત્ન કરે છે. શિક્ષકને બાળકનું ધ્યાન તે વસ્તુઓ તરફ કેન્દ્રિત કરવાને વધારે પરિશ્રમ કરવો પડે છે પણ મોટા થઈને માણસ પોતે ધ્યાન આપવા લાગે છે. નવી વાતો જાણવાની ચેષ્ટા કરે છે. જિજ્ઞાસાના બળથી જ વિજ્ઞાનમાં ઘણી ઉન્નતિ થઈ શકે છે. જીવિત અને જાગૃત વસ્તુઓ, હરતી ફરતી ચીજો, ભૌતિક પદાર્થો, માણસ અને જાનવરોની વાર્તાઓ, આ બધી વાતો બાળકોને આકર્ષિત કરે છે. બાળકોને શીખવાડવા માટે ભૌતિક વસ્તુઓનો પ્રયોગ કરવો જોઈએ. જે વસ્તુ ઇન્દ્રિયોને આકર્ષિત કરે તે વસ્તુઓને કામમાં લેવી જોઈએ. આજકાલ આધુનિક જમાનામાં પદાર્થપાઠ અને હસ્તોદ્યોગના શિક્ષણ ઉપર જોર આપવામાં આવે છે. પણ બાળક વસ્તુઓને પોતાના હાથથી જુએ છે. અવળી સવળી કરે છે, સારી રીતે જુએ છે અને આવી રીતે એનું નિરીક્ષણ કરતી વખતે એના વિષયમાં ઘણું ખરૂં શીખી જાય છે. જે વાત આવી રીતે બાળક શીખે છે તે વાત બાળક જલ્દી ભૂલતો નથી. શિક્ષકને એ જાણવું જરૂરી છે કે તે પાઠમાં એ જે પદાર્થોનો સમાવેશ કરે છે તે પદાર્થ પાઠ્યવિષય અને બાળક એ બન્નેને અનુકૂળ છે કે નહિ. જો પાઠ્યવિષય અથવા પાઠમાં આવેલી વસ્તુઓ આ સિદ્ધાન્તને અનુકૂળ ન હોય તો બાળકને વધારે જાણવાની ઇચ્છા નહિ થાય અને સમય પણ વ્યર્થ બગડશે.

૪. સર્જક વૃત્તિ :—કોઈ પણ બાળકને રમતો આપણે જોઈએ તો એ કોઈ પણ વખતે ક્રિયાશૂન્ય થઈને બેસી રહેતો

નથી. ક્યારે એક રમકડાને ઉપાડે છે અને પછી એને મૂકી દે છે. પછી બીજાને ઉપાડે છે અને એને આ બાજુથી પેલી બાજુ મૂકી દે છે. ક્યારે તેઓને તોડવાના પ્રયત્નો કરે છે અને ક્યારેક એને જોડવાનો પ્રયત્ન કરે છે. તે પોતાનાં રમકડાં અને વસ્તુઓથી ક્યારેક એક વસ્તુ બનાવે છે અને ક્યારેક બીજી. વાસ્તવિક રીતે જોઇએ તો તે એક મોટો એન્જીનિયર છે જેને આપણે તોડવું કહીએ છીએ, અને બગાડવું સમજીએ છીએ એની દૃષ્ટિમાં તે બનાવવાનું છે. આપણા બધામાં બનાવવાની, બગાડવાની અને તોડવા-ભાગવાની પ્રવૃત્તિ છે. આપણામાં અને બાળકમાં ભેદ એટલો છે કે આપણે વસ્તુની બનાવટ અને લક્ષણોથી પરિચિત છીએ અને બાળક તેઓથી અપરિચિત છે. આ બધા પ્રયોગોથી જેને આપણે લૌકિક દૃષ્ટિથી નિયમ વિરુદ્ધ સમજીએ છીએ, બાળક બધી વસ્તુઓથી ધીરે ધીરે પરિચિત થાય છે અને એનાં લક્ષણો શીખે છે. આનો અર્થ આ થયો કે બાળકને વસ્તુઓ સાથે ઉપાડવાનો, રાખવાનો, જોવાનો, માપવાનો, તોલવાનો વગેરે પ્રયોગો કરવાનો જેટલો વધારે સમય મળશે એટલી જ સુગમતાથી તે એનાં લક્ષણોથી પરિચિત થશે. જિજ્ઞાસાના વિષયમાં પદાર્થપાઠ અને હસ્તોદ્યોગનું જે મહત્ત્વ છે તે આપણે જોઈ ગયા છીએ. શિક્ષણમાં સર્જકવૃત્તિનું ઘણું મહત્ત્વ છે. વસ્તુઓ અને વિચારોનું જ્ઞાન જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી નાનાં બાળકોને પદાર્થપાઠ અને હસ્તોદ્યોગ દ્વારા કરાવવું જોઈએ. ચોપડીઓ દ્વારા એમને એટલું સ્પષ્ટ જ્ઞાન આપી શકાતું નથી. નાનાં બાળકોને ગણના, અક્ષર વગેરે શીખવવા માટે કિન્ડર ગાર્ટન શાળાઓમાં ટૂકડા, ચોરસ અને ગોળ વગેરે વસ્તુઓનો ઉપયોગ આ હેતુથી જ કરવામાં આવે છે. જ્યારે બચપણની ભાંગફોડ પૂરી થઈ જાય છે અને આઠ-નવ વરસનો બાળક થવા માંડે છે ત્યારે એને વસ્તુઓના લક્ષણનું જ્ઞાન થવા લાગે છે. અને એને નવી વસ્તુઓ બનાવવાની ઇચ્છા થાય છે. તે લાકડીની નાની નાની ચીજો, પથ્થર અને લોખંડની વસ્તુઓ

બનાવવા પ્રયાસ કરે છે. આવા બાળકો જ આગળ જઈને ક્રિયાત્મક વૈજ્ઞાનિક બની શકે છે.

૫ મમત્વ અથવા મમતા.—મારું અને તારું આ જ્ઞાન પ્રાણીમાત્રમાં હોય છે. આ જ્ઞાન થવાથી મનુષ્ય પોતાની વસ્તુઓનું સંચાલન અને તેઓની વૃદ્ધિ કરવાના પ્રયત્નો કરવા લાગે છે. બાળક પોતાના રમકડાંને પ્યાર કરે છે. અને રમકડાંઓને પોતાની પાસે એકત્રિત કરવાના પ્રયાસ કરે છે. બાળકો જ્યારે સમજદાર થઈ જાય છે ત્યારે કેટલીય ચોપડીઓ ભેગી કરે છે, કેટલાય રૂપિયા ભેગા કરે છે. પોતાની વસ્તુઓ ઉપર પ્યાર અને પોતાની વાતનો પક્ષપાત આ એક પ્રાકૃતિક પ્રવૃત્તિ છે. જેવી રીતે એક માતા પોતાનું છોકરું ગમે તેટલું કાણું અને કદરૂપું હોય તો પણ એને જ પ્યાર કરે છે, બીજાના સુંદર છોકરાને નહિ. આ પ્રવૃત્તિ બધા માણસોમાં હોય છે. કેટલાકમાં થોડી અને કેટલાકમાં વધારે હોય છે. જો સંસારમાં એક નિયમ બનાવવામાં આવે કે દરેક વસ્તુ ઉપર દરેક માણસને સમાન અધિકાર છે તો ભાગ્યેજ કોઈ તન તોડીને મહેનત કરે. અને જે સંસારમાં ઉન્નતિ થઈ છે. તેવી ઉન્નતિ ભાગ્યે જ થઈ શકતે. સંસાર જેવી રીતે બાળકને આકર્ષિત કરવા લાગે છે. અને બાળકને જ્ઞાન થઈ જાય છે ત્યારે જ આ પ્રવૃત્તિ પ્રગટ થઈ જાય છે, બાળક દોઢ યા બે વરસનો થાય ત્યારે એને પોતાની વસ્તુઓ ઉપર વધારે ને વધારે પ્રેમ ઉત્પન્ન થતો જાય છે. વસ્તુઓ એકત્રિત કરવામાં બાળક ભૂલ પણ કરી શકે છે. અથવા એ લાભદાયક વસ્તુઓનો સંગ્રહ કરી શકે છે. અથવા એ પોતાનો સમય અનાવશ્યક વસ્તુઓનો સંગ્રહ કરવામાં નષ્ટ કરી શકે છે. શિક્ષક આ પ્રવૃત્તિનો ઉપયોગ કર્યા વગર વિશેષ પ્રયાસથી બાળકોનું ધ્યાન એવા કાર્યમાં લગાડી શકે છે, જેનાથી તેઓ શિક્ષણ સંબંધી વસ્તુઓ એકત્રિત કરી શકે. દેશદેશાન્તરોની ટિકિટ એકઠી કરવી, જેમાં બાળકોની રૂચિ

વધારે હોય છે તે ભૂગોળ શીખવવામાં મદદ આપે છે. થોડાં બાળકોને આ બાજુ લગાડી શકાય છે. આવું કાર્ય કરવા માટે બાળકના અવકાશના સમયનો સદુપયોગ કરી શકાય છે અને એને ખોટી વાતોથી અલગ પણ રાખી શકાય છે. પ્રાકૃતિક વિજ્ઞાન શીખવાડવામાં વસ્તુઓ એકત્રિત કરવાથી ઘણી સહાયતા મળે છે. રોકયા વગર આ પ્રવૃત્તિ ચાલુ રાખવાથી હાનિ પણ થઈ શકે છે. વધારે મમતાને લીધે માણસની ઉદારતામા હાનિ પહોંચે છે. આ કારણને લીધે આને એક હદથી વધારે આગળ વધવા ન દેવો જોઈએ.

૬. અનુકરણ વૃત્તિ—અનુકરણ એ માણસની મુખ્ય પ્રવૃત્તિઓમાની એક છે. થોડાં જાનવરોમા વિશેષ કરીને વાદરાઓમા આ પ્રવૃત્તિ હોય છે. પરંતુ માણસ જેટલી કોઇનામાં હોતી નથી. માણસ પ્રાણીઓમા સૌથી વધારે નકલ કરનારૂં પ્રાણી છે. સહવાસનો પ્રભાવ આ પ્રવૃત્તિને લીધે જ સૌથી વધારે હોય છે. બાળક પોતાની આસ પાસની વસ્તુઓને જુએ છે અને તેઓનું જ અનુકરણ કરે છે બધા લોકો જેમ બોલે છે તેમ તે પણ બોલવાનો પ્રયાસ કરે છે. જેવું બધા પહેરે છે તેવું તે પહેરવાની ચેષ્ટા કરે છે, જે ભાષા આપણે શીખી છે, જે કળા-કારીગરી આપણે જાણીએ છીએ અને જે રીત-રિવાજો આપણે ગ્રહણ કર્યા છે અને કામમા લાવીએ છીએ, જે કાઈ વ્યવહારિક રીતિ-નીતિ આપણે અપનાવીએ છીએ તે બધું જ અનુકરણને લીધે જ થાય છે. આપણી બોલી આપણા કુટુંબીઓ અને અધ્યાપકો જેવી જ છે. આપણો કપડા પહેરવાનો ચાલ આપણા કુંટુંબીઓ અને સહપાઠિઓ જેવો જ છે. આનું આ જ કારણ છે કે આપણે જે વ્યક્તિઓમાં રહ્યા છીએ, તેઓનું અનુકરણ કરીને આપણે પણ એવા જ બની ગયા છીએ

મનોવિજ્ઞાનવેત્તાઓએ અનુકરણના કેટલાય ભેદો બતાવ્યા છે કોઇએ ચાર કર્યા છે તો કોઇએ પાંચ, અને કેટલાક તો ફક્ત બે જ

પ્રકારના અનુકરણને માને છે. ઓછામાં ઓછા આ બે ભેદો તો સમજણમાં આવી જાય છે. એક ઐચ્છિક અને બીજો અચેતિત. પહેલા પ્રકારના અનુકરણમાં નકલ કરનાર વ્યક્તિ જાણી જોઇને આ નિશ્ચય કરે છે કે અનુકરણ કરવું જોઈએ. દા. ત. માની લો કે શિક્ષક બાળકોનો ઉચ્ચાર શુદ્ધ કરવા માટે શુદ્ધ ઉચ્ચારણ બાળકો પાસે વારંવાર કરાવે છે. બાળક શિક્ષકની આ વાત સાંભળીને એવો જ ધ્વનિ ઉચ્ચાર કરવાનો ઐચ્છિક પ્રયાસ કરે છે. આ પહેલા પ્રકારનું અનુકરણ છે. શારીરિક કસરત શીખવામાં પણ આપણે આવા પ્રકારનું અનુકરણ કરીએ છીએ. માણસ અચેતિત અનુકરણ કરવામાં કોઈ ઐચ્છિક પ્રયત્ન કરતો નથી. તે અનુકરણ કરતો જ રહે છે. પણ એને આ વાતની સ્પષ્ટ ચેતના નથી હોતી કે તે અનુકરણ કરે છે. અચેતિત અનુકરણને લીધે આપણે ઘણું ખરું વગર પ્રયાસે અજાણમાં જ શીખી જઈએ છીએ. બાળક કોઈ પણ પાઠશાળામાં થોડાં વર્ષો ભણ્યા પછી ત્યાંના રંગમાં રંગાઈ જાય છે. આ માટે એ જાણી જોઈને કોઇ પ્રયાસ કરતો નથી. અચેતિત અનુકરણ નશાની માફક ધીરે ધીરે અસર કરે છે. એક દૃષ્ટિએ અનુકરણના બે ભેદ માની શકીએ છીએ, એક વસ્તુ તો અનુકરણ કરનાર વ્યકિત આગળ અનુકરણીય વ્યવહાર પ્રત્યક્ષ રૂપથી થતો હોય, જેવી રીતે કે શિક્ષક કસરત કરીને બાળકને પ્રત્યક્ષ બતાવે છે અને બાળકો પ્રત્યક્ષ તેનું અનુકરણ કરે છે, બીજું આ પણ થઈ શકે છે કે જે વ્યવહાર, જેનું અનુકરણ કરવાનું છે તે પ્રત્યક્ષ ન હોય. પરંતુ એનો વિચાર વ્યકિતની સામે હોય. માની લઈએ કે કસરત એક વાર જોઈ હોય, અથવા ચોપડીમાં એનો પાઠ વાંચ્યો હોય, તો ગમે તે વખતે આપણે એનું અનુકરણ કરી શકીએ છીએ.

શિક્ષણશાસ્ત્રમાં અનુકરણનું મહત્ત્વ ઘણું છે. બોલી અને ઉચ્ચારણ ઉપર તો આનો ઘણો વધારે પ્રભાવ પડે છે. જેવું શિક્ષક અથવા પ્રાંતના નિવાસી બોલે છે તેવું જ બાળક પણ બોલે

છે. અંગ્રેજી ભાષા એક છે પણ ગૂજરાતી, બંગાળી, મદ્રાસી, પંજાબી બધાંનો બોલવાનો પ્રકાર જુદો જુદો છે. સાંભળવામાં અને બોલવામાં પણ જુદો જુદો સંબંધ હોય છે. બહેરાં બાળકો ઘણી વખત મૂગા પણ હોય છે, કારણ કે સાંભળી ન શકવાથી અવાજની નકલ કરવાનું તેઓ માટે સંભવિત નથી. એટલા માટે તે મૂંગાજ રહી જાય છે. અનુકરણ કરવાની ચેષ્ટા બાળકમાં વધારે તીવ્ર હોય છે. આ કારણથી શિક્ષક અને સહપાઠીઓની નકલ બાળક વધારે કરે છે. જો અધ્યાપક ગંદો રહેશે તો બાળક પણ સાફ રહેવાનો પ્રયત્ન કરશે નહિ. જો શિક્ષક સમયસર આવી જાય છે તો બાળકો પણ તેમ જ કરશે. જો શિક્ષક મોડો આવતો હશે તો બાળકો પણ મોડાં જ આવશે. જેવા હસ્તાક્ષર શિક્ષક લખશે તેવી જ લિપિ લખવાની બાળકો ચેષ્ટા કરશે. એટલા માટે શિક્ષકને માટે આ જરૂરી છે કે તે બાળકો આગળ પોતાની સારી ટેવો, ઉત્તમ આચાર-વિચાર અને સ્વભાવ ઉપસ્થિત કરે અને પોતાનો એક આદર્શ બનાવવાનો પ્રયત્ન કરે અને અનુકરણ કરવાથી બે બીજી પ્રવૃત્તિઓ એક સારી અને બીજી ખરાબ ઉત્પન્ન થઈ જાય છે. આ પ્રવૃત્તિઓને સ્પર્ધા અને ઈર્ષ્યા કહેવામાં આવે છે. બીજાને જોઈને એવું જ કરવાની ચેષ્ટા બાળકમા હોય છે. જો ફક્ત અનુકરણ સામાન્ય હોય તો કંઈ ખાસ વાંધો નથી. પરંતુ અનુકરણ કરતાં કરતાં ધીરે ધીરે આ ઇચ્છા પણ ઉત્પન્ન થાય છે કે બીજાએ જેવું કર્યું છે એવું જ અથવા એના કરતાં પણ ઉત્તમ વ્યવહાર કરવો જોઈએ. જો આ પ્રવૃત્તિ સીધા રસ્તા ઉપર રહે અને પોતાને સારો બનાવવાના આદર્શ સુધી સીમિત રહે, તો એ સ્પર્ધા કહેવાય છે. પણ જો પોતે બીજાને બરાબર ન પહોંચીને અને પોતાની ઉન્નતિ જોયા વગર માણસ બીજાની અવનતિ ઇચ્છે છે તો તે ઈર્ષ્યાનું રૂપ ધારણ કરી લે છે. શિક્ષકને જોઈએ કે વર્ગમાં બાળકોની અંદર સ્પર્ધા તો અવશ્ય ઉત્પન્ન થવા દે, પરન્તુ ઇર્ષ્યાને રોકવાનો પ્રયત્ન કરે.

૭. સહાનુભૂતિ.—આપણે જ્યારે બીજા કોઈને દુઃખી જોઈએ

છીએ તો સહાનુભૂતિ પ્રગટ કરીએ છીએ. પરન્તુ બધા માણસોમાં સહાનુભૂતિનો વેગ સરખો હોતો નથી. કોઇ કોઈ વ્યક્તિ બીજાને દુઃખમાં જોઈને ઘણી દુઃખી થઇ જાય છે, ઘણા તો રડવા પણ લાગી જાય છે. બીજા આટલા દુઃખી થતા નથી. કેટલાક તો એવા કઠોર હૃદયના હોય છે, જેમને જોઈને એવું માલુમ પડે છે કે તેમના

થઈ જાય છે. કોઇ પણ વર્ગ અથવા શાળાની ચાલચલગત ઘડવામાં આ પ્રવૃત્તિની સહાયતા લેવાય છે જો શિક્ષક કોઈપણ વિચારણીય વિષયના વ્યવહારમાં અધિકાંશ બાળકોમાં સહનુભૂતિ પ્રગટ કરે છે એને જોઈ ને બીજાં બાળકો પણ એની સાથે ચાલવા માંડે છે અને એક પ્રથા બંધાઇ જાય છે. આ કાર્ય બળજબરાઇનું નથી. જબરદસ્તીથી જાગૃત ન કરાવી શકાય. જે શિક્ષક બાળકની મનોવૃત્તિ જાણે છે અને સમજે છે કે વિચાર અને સમય અનુકૂળ છે તે શિક્ષક બાળકોમાં સહાનુભૂતિ જાગૃત કરી શકે છે.

૮. રમત.— વર્તમાન શિક્ષણપ્રણાલીમા રમતનુ મહત્વ વધારે ગણાય છે, આ કહેવામાં આવે છે કે અભ્યાસ એવી રીતે કરાવવો જોઈએ કે બાળક રમતદ્વારા કેટલીય નવી વાતો શીખે. નાનાં બાળકોને આકર્ષિત કરવા માટે એને રમાડીને ગણના, અક્ષર અને બીજું ઘણુંય શીખવાડવામાં આવે છે. મોટા બાળકોને નાટક ખેલાવીને ઈતિહાસ અને સાહિત્યનું શિક્ષણ આપવાનો પ્રયાસ કરવામાં આવે છે. મનોવિજ્ઞાનવેત્તાઓએ આ નિશ્ચિત કર્યું છે કે પ્રાણીમાત્રમાં રમવાની પ્રવૃત્તિ હોય છે. અને શિક્ષકે આ ના પ્રયોગો કરવા જોઈએ. રમવાની એક જુદી પ્રવૃત્તિ છે. અથવા ઘણીયે બીજી પ્રવૃત્તિઓનો વિકાસ રમતદ્વારા થઈ શકે છે. આમાં મતભેદ છે ખાસ કરીને મનોવિજ્ઞાનવેત્તાઓનો આ વિચાર છે કે પૃથક્ જાતિની પ્રવૃત્તિ નથી ગણી શકાતી. ઘણીયે બીજી પ્રવૃત્તિઓ, જેવી રીતે અનુકરણ, કુતૂહલ સર્જનાત્મક વગેરે વૃત્તિઓનો વિકાસ રમતદ્વારા હોય છે આ માટે આ મુખ્ય મૌલિક પ્રવૃત્તિઓ ન ગણી શકાય

રમતની પ્રવૃત્તિના વિષયમાં ઘણીય કલ્પનાઓ ઉપસ્થિત કરવામાં આવી છે. શીલરનું કહેવું એ છે કે પ્રાણીમા ઘણી શક્તિ છે. આ શક્તિ તે પોતાના જીવનનાં કાર્યોમાં ખર્ચે છે રેલના એન્જીનની માફક તે શક્તિ ઉત્પન્ન કરી શકે છે અને ખર્ચી પણ શકે છે.

જીવિત રહેવા માટે જેટલી શક્તિની જરુર હોય છે તેટલી શક્તિ ખર્ચ્યા પછી જેટલી શક્તિ બચી રહે છે તેને પ્રાણી રમતદ્વારા કાઢે છે. સ્ટેનલી હોલનું કહેવું છે કે મનુષ્ય પોતાના મનુષ્યત્ત્વથી આગળ વધવા માટે જેટલાં પગથિયાં ચડે છે તે પગથિયાં એ જ છે કે જે એની જાતિએ વર્તમાન અવસ્થામાં આવવા માટે પસાર કર્યાં છે. એક સમય હતો જ્યારે મનુષ્ય જંગલમાં રહેતો હતો. દોડતો હતો, ફરતો હતો, અને જાનવરોનો શિકાર જંગલી જાનવરોની માફક કરતો હતો. બાળક પોતાને આગળ વધવામાં આ બધી શ્રેણીઓ પાર કરે છે. બાળકની રમત, શોધ, દોડવું, આ બધાં એનાં જ લક્ષણો છે. મેલા બ્રાન્સે એક બીજી કલ્પના ઉપસ્થિત કરી છે પણ, કાલગ્રસે એને સ્પષ્ટ રૂપ આપ્યું છે. આ માટે એ એના નામથી જ પ્રસિદ્ધ છે. આ કથનાનુસાર રમતની પ્રવૃત્તિ એટલા માટે ઉત્પન્ન કરેલી છે. જેનાથી બાળક બચપણમાં રમીને પોતાને મનુષ્યત્વ મારનાં કર્તવ્યો માટે તૈયાર કરી લે. બિલાડીનું બચ્ચું કોઈ પણ જાનવરના હાડકાથી અથવા માંસના લોચાથી રમતી વખતે એને ફાડે છે, એને ઉછાળે છે અને એની ચારે બાજુએ એવી રીતે દોડે છે કે માનો આગળ ચાલીને જાનવરોનો એને શિકાર કરવો પડશે તેનો એ અભ્યાસ કરશે. બાળકોના તે બધા ખેલ જેમાં એ મોટાંઓનું અનુકરણ કરવાની ચેષ્ટા કરે છે. જેવી રીતે ખોટી લડાઈ કરવી, ઢીંગલીએ રમવું, આ બધા એના ભાવિ જીવનની તૈયારીનાં લક્ષણો છે. આ સંબંધમાં બીજી પણ કલ્પનાઓ ઉપસ્થિત કરવામાં આવી છે જેઓનો ઉલ્લેખ અહીં ન કરી શકાય. અહીં તો ફક્ત એટલું જ કહેવું જરૂરી છે કે રમતના સંબંધમાં કાલગ્રસની ભાવિ જીવનની તૈયારીવાળી કલ્પના અધિકાંશ વિજ્ઞાનવેત્તાઓને માન્ય છે.

રમત અને કાર્યમાં શું અંતર છે એ પણ જાણવું જરૂરી છે. કોઈ પણ વ્યવહારને આપણે રમવું યા કામ કરવું કેમ કહીએ છીએ. બાળકોના ફુટબોલ રમવાને આપણે રમત કહીએ છીએ. પરન્તુ વર્ગમાં

દાખલાઓ ગણવા એ કામ ગણાય છે. રમત એ ક્રિયાને કહેવામાં આવે છે જેનો અભિપ્રાય એ ક્રિયા થઈ જવાથી પૂર્ણ થઈ જાય છે; કામ કરવામાં પ્રાણીને ત્યારે પ્રસન્નતા હોય છે જ્યારે એનો અભિપ્રાય સિદ્ધ થઈ જાય છે. પરન્તુ રમતમાં તે એના ક્રિયાના વ્યાપારમા જ મળી જાય છે. એને ભવિષ્યના આવનાર સમય માટે આશા લગાડીને બેસી રહેવું પડતું નથી. કામમાં ક્રિયા થતી વખતે અભિપ્રાય પૂર્ણ થવાની પ્રસન્નતા મળતી નથી. અભિપ્રાય તો પૂર્ણ ત્યારે થાય છે જ્યારે એ ક્રિયા આગળ ચાલીને પૂર્ણ થાય છે. એવું પણ બને છે કે પ્રાણી એનો અનુભવ પણ નથી કરી શકતો. શાળાના બાળકો રમે છે, રમતની ક્રિયામા તેઓને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, આ તેઓને માટે રમત છે. સવાલ કરતી વખતે પ્રસન્નતા થતી નથી. સવાલ કરવાથી જે કંઇ વાતો શીખશે તે પરીક્ષાના કામમાં આવશે, પરીક્ષામા ઉત્તીર્ણ થવાથી જીવનમા કાર્યોમાં સફળતા મળશે આનાથી પ્રસન્નતા થાય છે. આ વિચાર સવાલ કરવાની ક્રિયા વખતે પ્રસન્નતા નથી આપતો. ફુટબોલની રમતમાં જ્યારે આ વાત આવી જાય છે ત્યારે આ રમત નહિ પરન્તુ 'કાર્યનું' રૂપ ધારણ કરી લે છે. ઘણાય માણસો ફુટબોલ યા ક્રિકેટ પોતાનું જીવન ગુજારવા રમે છે. રમતી વખતે તેઓને આ ક્રિયામાં આટલી પ્રસન્નતા નથી મળતી જેટલી શાળાના બાળકને પ્રાપ્ત થાય છે. આવી રીતે ગણિતના પંડિતોમાં જ્ઞાન હોવા છતા પણ ગણિતના કઠિન પ્રશ્નો હલ કરવામા ત્યારે જ આનંદ આવે છે જ્યારે એ કઠિન કાર્ય એને માટે રમતનું રૂપ ધારણ કરી લે છે. કામના ઉદ્દેશો જીવિકાનિર્વાહ, બીજાને પ્રસન્ન કરવું, વગેરે ઘણા થઇ શકે છે. રમત દ્વારા યા રમતના સ્વરૂપમાં જો કોઈ કઠિન કાર્ય પણ કરવામા આવે તો તે મનોરંજક થશે. બાળકનું ચિત્ત એમાં લાગશે. આ માટે જ્યાં સુધી બને ત્યાં સુધી શિક્ષકે શિક્ષણ આપતી વખતે યથાસંભવ રમતની પ્રણાલીનો ઉપયોગ કરવો જોઇએ.

આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે બાળકોને જુદી જુદી અવસ્થામાં જુદા જુદા પ્રકારની રમતો આકર્ષિત કરે છે. નાનું બાળક તો ફક્ત ખાલી હાથપગ ચલાવવા, વસ્તુઓને ઉપાડવી અને મૂકવી એમા જ મગ્ન રહે છે. તે આ વ્યવહારથી વસ્તુઓના લક્ષણનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. થોડો મોટો થાય છે ત્યારે દોડવું, લપસવું, ફેંકવું, પાછળ પડવું વગેરે રમતોનો પ્રયોગ કરે છે. અને આ રમતો એને રૂચિકર પ્રતીત થાય છે. એજ વખતે નવ દસ વરસની ઉમ્મરમાં એને સર્જનાત્મક રમતો પસંદ પડે છે. સાથે હળીમળીને રમવાની પ્રવૃત્તિ પણ જાગૃત થાય છે. આગળ ચાલીને શેતરંજ, તાશ, સોગટા વગેરે માનસિક રમતો સારી લાગે છે. કોયડાનો ઉકેલ શોધવાનો તે પહેલેથી જ પ્રયાસ કરે છે. એ વખતે શબ્દો બનાવવાની, કાવ્યની કડીઓ બનાવવાની વગેરે રમતો એવી છે કે જેનો પ્રયોગ કરી શકાય છે.

×

## ૯—ચારિત્ર્ય નિર્માણ અને ઉદ્યોગ

શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ માણસનું ચારિત્ર્ય ઘડવાનો છે. કોઈ પણ દેશનું શિક્ષણશાસ્ત્ર એવું નથી કે જે આ વાતને પોતાની સામે કોઈ ને કોઈ રૂપમાં ન રાખતું હોય. ઘણાય દેશ અને સંસ્થાઓ એવી છે જે આ વાત ઉપર વધારે ધ્યાન આપતી નથી કે શિક્ષણ વિષયમાં બાળક કેટલુ જ્ઞાન પ્રાપ્ત કરે છે. પરન્તુ શિક્ષણદ્વારા બાળકને કેટલા સુધી સચ્ચારિત્ર્ય બનાવી શકાય છે એ વાતને મુખ્ય સમજે છે.

આ સંસારમાં જન્મ લેતી વખતે કોઇ માણસ સચ્ચરિત્ર અથવા દુશ્ચરિત્ર હોતો નથી એ અમે આગળ કહી આવ્યા છીએ. આ સંસારમાં રહેતાં રહેતાં જ એનુ ચારિત્ર્ય ઘડાય છે. જો સહવાસ સારો હશે તો એનું ચારિત્ર્ય ઉત્તમ થશે. નહિતર તેજ માણસ ખરાબ બની જશે. માનસિક શક્તિ ઉપર ચારિત્ર્ય અવલંબિત નથી. આ બની શકે છે કે એક મૂર્ખ માણસ સારા ચારિત્ર્યવાળો હોય અને બુદ્ધિમાન માણસ દુષ્ટ અને પ્રપંચી પણ હોય.

પરમ્પરા દ્વારા માણુસ સંસારમા કેટલીય પ્રવૃત્તિઓ-લઇને આવે છે. એ પ્રવૃત્તિઓનો વિકાસ પરિસ્થિતિમાં થાય છે. પ્રવૃત્તિઓ સારા માર્ગે અને ખોટા માર્ગે જાય છે એ આપણે આગળ જોઈ ગયા છીએ. જો પ્રવૃત્તિઓને આપણે રોકટોક ન કરીએ અથવા તેમને સારા માર્ગે ન દોરીએ તો સંભવ છે કે જે માર્ગ સામાજિક દૃષ્ટિએ અયોગ્ય છે તે માર્ગમા તે ચાલી જશે. જો કોઇ પણ માણુસની પ્રવૃત્તિઓને રોકયા સિવાય તેની ઇચ્છા મુજબ વિકસિત થવા દઇએ તો તે વ્યક્તિનો વ્યવહાર, તેનો સ્વભાવ વગેરે બધું અસામાજિક થઈ જશે. જો પ્રવૃત્તિઓનો વિકાસ તે દિશામાં થયો છે કે જેનાથી સમાજની ઉન્નતિ થઈ શકે છે તો એ વ્યક્તિનું ચારિત્ર્ય બહુ ઉત્તમ થશે શિક્ષણનો ઉદ્દેશ જો માણુસને સારા ચારિત્ર્યવાળો તૈયાર કરવાનો હોય તો શિક્ષણપ્રણાલીને એ વાતનુ ધ્યાન રાખવું પડશે કે પ્રવૃત્તિઓનો વિકાસ તેજ દિશામાં થાય જે સમાજની દૃષ્ટિએ ઉત્તમ અને યોગ્ય હોય

જાનવર અને મનુષ્ય કરતાં નિમ્નશ્રેણીના બીજા પ્રાણીઓનો વ્યવહાર ફક્ત સ્વાભાવિક બુદ્ધિના બળ ઉપર જ થાય છે તેમનું વ્યવહારનું સંચાલન બીજા કોઇ પણ પ્રકારે થતું નથી, જો કે મનુષ્ય પણ તેઓની માફક કુદરતી પ્રવૃત્તિઓના આધારે જ ચાલે છે તો પણ તેનામાં ઘણું ખરું શીખવાની શક્તિ હોય છે તે ધીરે ધીરે પ્રવૃત્તિઓને પોતાને વશ કરીને તેઓનો એવી રીતે ઉપયોગ કરે છે કે માનવસમાજ તેના વ્યવહારને યોગ્ય સમજવા લાગે: ખરી વાત તો એ છે કે માણુસનો સરલમા સરલ વ્યવહાર પણ મિશ્રિત અને ગુંચવણભરેલો હોય છે. તો પણ શરૂઆતમા બાળકના વ્યવહારને પશુઓના સ્વાભાવિક બુદ્ધિબળના વ્યવહારની સમાન જ સમજવામાં આવે છે. પરન્તુ થોડા જ વખતમાં પરિસ્થિતિ અને વ્યવહારને લીધે એની પ્રવૃત્તિઓમાં ફેરફાર થવા લાગે છે ગમે તે એક પ્રવૃત્તિ સરળતા થી

તેની પાસે વ્યવહાર નથી કરાવતી પરન્તુ કેટલીય પ્રવૃત્તિઓ મળીને મિશ્રિત પ્રવૃત્તિઓ બની જાય છે અને એ જ એના વ્યવહારનું નિયંત્રણ કરે છે ધીરે ધીરે તેના મનમાં સ્થાયી ભાવો ઉત્પન્ન થઈ જાય છે અને એ જ સ્થાયી ભાવોના સંગઠનથી મળીને તેનું ચારિત્ર્ય ઘડાય છે

×

## સ્થાયી ભાવ શું છે અને કેવી રીતે બને છે ?

આપણામાથી કોઈ કદાચિત એવો હોય જેના મનમા થોડી વસ્તુઓ, પ્રાણીઓ અથવા સિદ્ધાન્તો માટે વિશેષ પ્રેમ ન હોય. એવું પણ થઈ શકે છે કે એક વસ્તુ માટે એક વ્યક્તિના મનમા બીજાની અપેક્ષા વિશેષ ભાવે હોય એક સજ્જનને એક ખંડ ઉપર વધારે પ્રેમ છે કે જેમા તેઓ બચપણથી રમતા હતા. જે પાઠશાળામા તે બચપણમા ભણ્યા હતા એના ઉપર તેમને વિશેષ પ્રેમ છે, તેઓના મનમાં બીજા ખડો માટે, અથવા બીજી શાળાઓ માટે તે પ્રકારનો ભાવ નથી જ્યારે તે ખંડ અને શાળાનું નામ સાંભળે છે અથવા કોઇ તેમની જોડે તે વસ્તુ વિષે વાત કરે તો તેઓના મનમાં એક વિશેષ અંતક્ષોભ થઈ જાય છે બીજા ખંડ અથવા શાળાના નામ ઉપર તે તેવા પ્રકારનો કોઈપણ અંતક્ષોભ કરતા નથી જો કોઈપણ માણસ

શિક્ષકોએ તેમને માર્યા હોય, વગેરે વગેરે ) તો તેવા જ સ્થાયી ભાવ ઉત્પન્ન થાય છે. તે શાળાનું નામ સાંભળીને તેઓને ક્રોધ આવશે. જેવા અંતક્ષોભ સંબંધી અનુભવ કોઇ વસ્તુના સંબંધમા આપણામા હોય, તેવા જ સ્થાયી ભાવ તેને માટે આપણા મનમાં ઉત્પન્ન થઈ જાય છે.

સ્થાયી ભાવ ફક્ત એકલી વસ્તુઓ પ્રત્યે જ ઉત્પન્ન નથી થતા પણ કોઇપણ વ્યક્તિ, વિચાર અથવા સિદ્ધાન્તના સંબંધમાં ઉત્પન્ન થઈ શકે છે. માતાપિતામાં પોતાનાં બાળકો માટે, મનુષ્યમાત્રમાં પોતાના સંબંધીઓ અને સ્નેહીઓ માટે સ્થાયીભાવ હોય છે. જેમને લીધે તેમના વિચાર અને વ્યવહાર તે લોકો માટે એક વિશેષ પ્રકારના થઈ જાય છે. આવી રીતે જો કોઇ વ્યક્તિ પોતાના વ્યવહારમાં સત્ય અને ન્યાયનો પ્રયોગ કરે તો એના ચિત્તમાં સત્ય અને ન્યાય માટે પણ સ્થાયી ભાવ ઉત્પન્ન થઈ શકે છે. પણ કોઈ પણ ગુણ માટે સ્થાયી ભાવ થવો એ એક વાત છે અને તેનું જ્ઞાન થવું એ બીજી વાત છે. સત્યનું જ્ઞાન થવાથી એ જરૂરી નથી કે વ્યવહાર પણ સત્યતાપૂર્ણ હોય, પરંતુ સત્ય માટે સ્થાયી ભાવ હોવાથી વ્યવહાર અવશ્ય સત્યતાપૂર્ણ હોવો જોઈએ. આ માટે શિક્ષણદ્વારા સ્થાયી ભાવ ઉત્પન્ન કરવાનું, જ્ઞાન આપવા કરતા વધારે જરૂરનું છે. આપણા જીવન અને સાંસ્કારિક વ્યવહાર ઉપર સ્થાયીભાવોનો ઘણો પ્રભાવ પડે છે. તે આપણા માનસિક વ્યવહારનું મૂળ છે. તે આપણી લાગણીઓના (અંતક્ષોભનાં) સંગઠનથી ઉત્પન્ન થાય છે. અને સ્થાયી અને સ્થિર રૂપ ધારણ કરી લે છે. આપણો વ્યવહાર તે ઉપર જ નિર્ભર હોય છે. શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ સ્થાયીભાવોનું મહત્ત્વ વધારે છે. જો કોઇ પણ વ્યક્તિનો માનસિક વિકાસ આવી રીતે થયો હોય કે તે તેવા અંતક્ષોભોનો અનુભવ કરે કે જેને આપણે ઉચિત સમજીએ છીએ તો આ પૂર્ણ રીતિથી સંભવે છે કે તેનો વ્યવહાર સદાચારી થશે. શિક્ષણનું કર્તવ્ય છે કે બાળકમાં તે સ્થાયીભાવોનું સંગઠન કરે, કે જે સામાજિક દૃષ્ટિએ યોગ્ય મનાય છે.

તેની પાસે વ્યવહાર નથી કરાવતી પરન્તુ કેટલીય પ્રવૃત્તિઓ મળીને મિશ્રિત પ્રવૃત્તિઓ બની જાય છે અને એ જ એના વ્યવહારનું નિયત્રણ કરે છે ધીરે ધીરે તેના મનમાં સ્થાયી ભાવો ઉત્પન્ન થઈ જાય છે અને એ જ સ્થાયી ભાવોના સંગઠનથી મળીને તેનુ ચારિત્ર્ય ઘડાય છે

×

## સ્થાયી ભાવ શું છે અને કેવી રીતે બને છે ?

આપણામાથી કોઈ કદાચિત એવો હોય જેના મનમા થોડી વસ્તુઓ, પ્રાણીઓ અથવા સિદ્ધાન્તો માટે વિશેષ પ્રેમ ન હોય એવું પણ થઈ શકે છે કે એક વસ્તુ માટે એક વ્યક્તિના મનમા બીજાની અપેક્ષા વિશેષ ભાવે હોય એક સજ્જનને એક ખડ ઉપર વધારે પ્રેમ છે કે જેમા તેઓ બચપણથી રમતા હતા જે પાઠશાળામા તે બચપણમા ભણ્યા હતા એના ઉપર તેમને વિશેષ પ્રેમ છે, તેઓના મનમા બીજા ખડો માટે, અથવા બીજી શાળાઓ માટે તે પ્રકારનો ભાવ નથી જ્યારે તે ખડ અને શાળાનું નામ સાંભળે છે અથવા કોઇ તેમની જોડે તે વસ્તુ વિષે વાત કરે તો તેઓના મનમા એક વિશેષ અત ક્ષોભ થઈ જાય છે બીજા ખડ અથવા શાળાના નામ ઉપર તે તેવા પ્રકારનો કોઈપણ અત ક્ષોભ કરતા નથી જો કોઈ પણ માણસ તેમની શાળાની નિન્દા કરશે તો તેઓને ક્રોધ ઉત્પન્ન થઈ જાય છે અને કોઇ પ્રશસા કરે તો તે પ્રસન્ન થઇ જાય છે. બીજી શાળા માટે તેઓના મનમા કોઇ એવો અત ક્ષોભ ઉત્પન્ન નથી થતો પ્રસન્નતાનો અંત ક્ષોભ આ શાળા સાથે સહચારમા આવ્યો છે. અને ધીરે ધીરે તેઓના મનમા શાળાના સંબધમા એક સ્થાયી ભાવ થઈ જાય છે આ પણ થઈ શકે છે કે જો કોઈ વસ્તુ સાથે દુ ખનો અંત ક્ષોભ સહચારમા આવ્યો હોય, માની લઇએ કે કોઈ શાળા સાથે (અગર તો તે હમેશા દુ ખી રહ્યા હોય, અથવા નાપાસ થતા રહ્યા હોય,

શિક્ષકોએ તેમને માર્યો હોય, વગેરે વગેરે ) તો તેવા જ સ્થાયી ભાવ ઉત્પન્ન થાય છે. તે શાળાનું નામ સાંભળીને તેઓને ક્રોધ આવશે. જેના અંતઃક્ષોભ સંબંધી અનુભવ કોઇ વસ્તુના સંબંધમાં આપણામા હોય, તેવા જ સ્થાયી ભાવ તેને માટે આપણા મનમાં ઉત્પન્ન થઈ જાય છે.

સ્થાયી ભાવ ફક્ત એકલી વસ્તુઓ પ્રત્યે જ ઉત્પન્ન નથી થતા પણ કોઇપણ વ્યક્તિ, વિચાર અથવા સિદ્ધાન્તના સંબંધમાં ઉત્પન્ન થઈ શકે છે. માતાપિતામાં પોતાના બાળકો માટે, મનુષ્યમાત્રમાં પોતાના સંબંધીઓ અને સ્નેહીઓ માટે સ્થાયીભાવ હોય છે. જેમને લીધે તેમના વિચાર અને વ્યવહાર તે લોકો માટે એક વિશેષ પ્રકારના થઈ જાય છે. આવી રીતે જો કોઇ વ્યક્તિ પોતાના વ્યવહારમાં સત્ય અને ન્યાયનો પ્રયોગ કરે તો એના ચિત્તમાં સત્ય અને ન્યાય માટે પણ સ્થાયી ભાવ ઉત્પન્ન થઈ શકે છે. પણ કોઈ પણ ગુણ માટે સ્થાયી ભાવ થવો એ એક વાત છે અને તેનું જ્ઞાન થવુ એ બીજી વાત છે. સત્યનું જ્ઞાન થવાથી એ જરૂરી નથી કે વ્યવહાર પણ સત્યતા-પૂર્ણ હોય. પરંતુ સત્ય માટે સ્થાયી ભાવ હોવાથી વ્યવહાર અવશ્ય સત્યતાપૂર્ણ હોવો જોઈએ. આ માટે શિક્ષણદ્વારા સ્થાયી ભાવ ઉત્પન્ન કરવાનું, જ્ઞાન આપવા કરતાં વધારે જરૂરનું છે. આપણા જીવન અને સાંસ્કારિક વ્યવહાર ઉપર સ્થાયીભાવોનો ઘણો પ્રભાવ પડે છે. તે આપણા માનસિક વ્યવહારનું મૂળ છે. તે આપણી લાગણીઓના (અંતઃક્ષોભના) સંગઠનથી ઉત્પન્ન થાય છે. અને સ્થાયી અને સ્થિર રૂપ ધારણ કરી લે છે. આપણો વ્યવહાર તે ઉપર જ નિર્ભર હોય છે. શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ સ્થાયીભાવોનું મહત્ત્વ વધારે છે. જો કોઇ પણ વ્યક્તિનો માનસિક વિકાસ આવી રીતે થયો હોય કે તે તેવા અંતઃક્ષોભોનો અનુભવ કરે કે જેને આપણે ઉચિત સમજીએ છીએ તો આ પૂર્ણ રીતિથી સંભવે છે કે તેનો વ્યવહાર સદાચારી થશે. શિક્ષણનું કર્તવ્ય છે કે બાળકમાં તે સ્થાયીભાવોનું સંગઠન કરે, કે જે સામાજિક દૃષ્ટિએ યોગ્ય મનાય છે.

## સ્થાયી ભાવોની ઉત્પત્તિ કેવી રીતે થાય છે?

કોઇ પણ વસ્તુ, ગુણ અથવા સિદ્ધાન્ત માટે સ્થાયી ભાવ ત્યારે ઉત્પન્ન થઈ શકે છે, જ્યારે એમા બે વાતો રહેલી હોય. પહેલી તો એ કે તે વસ્તુનો મનમાં સ્પષ્ટ બોધ હોવો જોઈએ કે તે શું છે? અને શું નથી? બીજી એ છે કે તેને માટે અંતક્ષોભોનું (લાગણીઓનું) સંઘટ્ટન થઈ ગયુ હોય, ભૌતિક વસ્તુઓ માટે જે સ્થાયીભાવ ઉત્પન્ન થાય છે તેઓમા પહેલી વાત કેવી રીતે પૂર્ણ હોય છે? આ સમજવુ સહેલું છે. ઈન્દ્રિયો દ્વારા આપણે જે વસ્તુઓનો પૂર્ણ અનુભવ કરીએ છીએ તેઓનો આપણે બોધ કરી લેવો જરા પણ કઠિન નથી. જેવી રીતે કોઈપણ ચોપડી, મનુષ્ય, ઘર અથવા શાળાનો બોધ કરી લેવો. બોધ કરવાનું એ તાત્પર્ય નથી કે આપણામાં કહેલી વસ્તુનું પૂર્ણ જ્ઞાન હોય, અને બોધ કરનાર માટે પણ તે વસ્તુઓનાં સંપૂર્ણ લક્ષણ જાણવા જ આવશ્યક નથી. બાળકને પોતાનાં માબાપ. પોતાનાં કપડા, પોતાનું ઘર, બધી વસ્તુઓનો જલ્દી બોધ થઇ જાય છે પણ આ આવશ્યક નથી કે તે વસ્તુના વિષયમાં તે બધું જાણે. પણ ન્યાય, સત્ય વગેરે ભાવોનો બોધ થઈ જવો સરળ વાત નથી. આ સાકાર વસ્તુઓ તો નથી જ કે જેમને બાળક જોઈ શકે, અથવા જેઓનો બોધ પોતાની ઈન્દ્રિયોદ્વારા પ્રાપ્ત કરી શકે, ન્યાયનો બોધ થવા માટે આ વાત જાણવી આવશ્યક છે કે એક કાર્ય ન્યાય સંગત છે અને બીજુ કાર્ય અસંગ છે. ન્યાયનો બોધ કરાવવા માટે આ બધા વ્યવહારો અને વાતોને બતાવવી પડે છે, જેઓમાં આ ગુણોનો પ્રયોગ કરવામા આવે છે. જ્યાં સુધી ન્યાયનો થોડો ઘણો બોધ નહિ થાય ત્યાં સુધી તેને માટે સ્થાયી ભાવ ઉત્પન્ન નથી થઈ શકતા. અને જેવું આપણે ઉપર કહી આવ્યા છીએ કે બોધ વ્યવહાર દ્વારા જ કરાવી શકાય છે. આ માટે કોઈપણ ગુણ માટે સ્થાયી ભાવ ઉત્પન્ન કરાવવા માટે ઘણાંય એવાં કામો કરાવવામાં

આવે છે કે જેનાથી તે ગુણનો બોધ હોય. કાર્ય દ્વારા, વાર્તાઓ દ્વારા, આદર્શ દ્વારા, અને જે કંઈ શિક્ષક કરી શકે છે તે બધી વસ્તુઓ દ્વારા બાળકોને તેનો બોધ કરાવી શકાય છે. પણ આમાં વધારે સમય લાગે છે. આ વસ્તુઓને લીધે જ બાળકની અવસ્થા વધવા ઉપર, તેમાં આ ગુણો પ્રત્યે સ્થાયીભાવ ઉત્પન્ન થઈ જાય છે. બોધ થવાથી સાથે સાથે તે વસ્તુ પ્રતિ અંતક્ષોભોના પ્રયોગ પણ થવા જોઈએ જેટલા પ્રસન્નતા પ્રગટ કરનાર અંતઃક્ષોભો છે તેઓનો તે વાછનીય ગુણો સાથે સહચાર હોવો જોઈએ. જેનાથી ઉત્તમ ગુણનો સ્થાયી ભાવ ઉત્પન્ન થાય. જે વસ્તુ અથવા દુર્ગુણ માટે ઘૃણાનો ભાવ પેદા કરવો હોય તે માટે આનાથી ઊલટો પ્રયોગ કરવો પડે છે.

કોઈ પણ દેશની શિક્ષણપ્રણાલી એવી નથી કે જે દેશભક્તિનો સ્થાયી ભાવ ઉત્પન્ન કરવાની ચેષ્ટા ન કરતી હોય આ ભાવ સ્થાયી રૂપથી ઉત્પન્ન નથી થઈ શકતો ઘણાય વિષયો દ્વારા અને ઘણાય વ્યવહારો દ્વારા જે બાળકોથી કરાવવામા આવે છે આ ભાવ તેમાથી ઉત્પન્ન કરાવવામાં આવે છે ભૂગોળ, ઈતિહાસ, સાહિત્ય આ બધા વિષયો એવા છે કે જેમને શીખવતી વખતે જ્યારે પણ કોઈ અવસર એવો મળે છે ત્યારે જ તેનો પ્રયોગ કરી શકાય છે જેનાથી આ ભાવ બાળકોમાં દૃઢ કરી શકાય છે પહેલાં તો દેશ કેટલો મોટો છે! કયાં સુધી ફેલાયેલો છે? તેમાં એકતા છે વગેરે વાતોનું જ્ઞાન કરાવવામાં આવે છે. પછી દેશમા બળવાન, બુદ્ધિમાન ગુણવાન જે માણસો થઈ ગયા છે તેમનું વૃતાન્ત બાળકોને બતાવવામા આવે છે અને પોતાના દેશ માટે તેઓના મનમાં ઉચિત અંત. ક્ષોભોનું સંગઠ્ઠન કરાવવામાં આવે છે.

સફાઈ, સત્યતા વગેરે ગુણો માટે શાળાના બાળકોમાં શિક્ષકે સ્થાયી ભાવ ઉત્પન્ન કરાવવો જોઈએ જે બાળકમાં સફાઈ માટે સ્થાયી ભાવ

ઉત્પન્ન થયો હોય તે કોઇ પણ કાર્યને ખરાબ રીતે નહિ કરે. ટેવ કરતાં સ્થાયી ભાવ વધારે દઢ અને પુષ્ટ હોય છે. આદત તો યંત્રના જેવી હોય છે અને એક જ વ્યવહારમાં કામમાં લાવી શકાય છે. સ્થાયી ભાવોની ઉત્પત્તિ અંતઃક્ષોભોના સંગઠનથી થાય છે. આ રીતે તેના ઉપર હંમેશાં વિશ્વાસ રાખી શકાય છે. માની લઈએ કે કોઈ-પણ બાળકને ગણિતના પ્રશ્નો સફાઈથી લખવાની ટેવ પડી ગઇ છે. સંભવ છે કે તેજ બાળક બીજું કાર્ય કરવામાં એટલો સાફ ન હોય. કારણ કે સફાઈના વિષયમાં એના મનમાં કોઈ ભાવ નથી. એમાં તો ફક્ત ગણિતના દાખલાઓ સફાઈથી લખવાની યંત્રવત આદત છે. પણ જે બાળકના મનમાં સફાઈ માટે સ્થાયી ભાવ છે તે હંમેશાં દરેક કામ સફાઈથી કરશે. ઉત્તમ વ્યવહાર કરાવવા માટે બાળકોમાં સ્થાયી ભાવ ઉત્પન્ન કરાવવો પરમાવસ્યક છે. ઉત્તમ સ્થાયીભાવ માણસની તે માનસિક શકિત છે કે જેના બળ ઉપર તે હંમેશાં આચારયુકત વ્યવહાર કરે છે.

દરેક દેશના નિવાસીઓ પાસે થોડા સ્થાયી ભાવોનો સંગ્રહ હોય છે. તે દેશના દરેક સાચા નાગરિકોમાં તે સ્થાયી ભાવોનું હોવું ઘણું આવશ્યક સમજાય છે. આ પણ સંભવ છે કે જે થોડા સ્થાયી ભાવ એવા હોય કે જે એક દેશના આચારમાં ઉત્તમ મનાતા હોય અને બીજામાં નહિ. આ પણ જોવામાં આવ્યું છે કે જે ભાવ એક યુગમાં સંસારમાં આચારયુકત માનવામાં આવ્યા છે તે બીજા યુગમાં ઠીક સમજવામાં નથી આવ્યા. જુદા જુદા સમાજ અને જુદા જુદા ધર્મો ઉપર પણ ભાવોની ઉત્તમતા અવલંબિત છે. દા. ત. સતીની પ્રથા એક સમાજમાં ઉત્તમ ગણાતી હતી. પરન્તુ બીજા સમાજમાં તેને આત્મહત્યા ગણવામાં આવતી. શાન્તિના સમયમાં મનુષ્યને મારવો ઘણું જ ખોટું માનવામાં આવે છે પણ યુદ્ધમાં તે વીરતા ગણાય છે. કયા સ્થાયી ભાવો બાળ-કોમાં ઉત્પન્ન કરવા જોઈએ તે દેશ અને સમય તથા આચારવિચાર

ઉપર નિર્ભર હોય છે. પણ જે પણ સ્થાયી ભાવો ઉત્તમ સમજવામાં આવે તે શિક્ષણ દ્વારા શાળાનાં બાળકોમાં ઉત્પન્ન કરાવવા જોઈએ. વર્તમાન સમયમાં શાળાઓમાં રાષ્ટ્રસંઘ માટે બાળકોમાં અનુકૂળ ભાવ ઉત્પન્ન કરવામાં આવે છે. જેનાથી બાળક પોતાના જીવનને ફક્ત રાષ્ટ્રિય દૃષ્ટિકોણથી જ નહિ, પરન્તુ આંતરરાષ્ટ્રિય દૃષ્ટિકોણથી પણ જોઈ શકે છે. અને જેનાથી સંસારની શાંતિમાં ભંગ ન થાય, હું જે કંઈ ઉપર કહી આવ્યો છું એનાથી સ્પષ્ટ છે કે આવા ઘણાય ઉત્તમ સ્થાયી ભાવ છે કે જે બાળકોમાં ઉત્પન્ન કરવા જોઇએ. શિક્ષણનો ઉદ્દેશ છે કે તે સ્થાયી ભાવોની ઉત્પત્તિ બાજુ ધ્યાન આપે. કયા ભાવ ઉત્તમ છે? આ તો દેશ અને કાળનું આચારશાસ્ત્ર નક્કી કરી શકે.

હવે આપણે એક એવા સ્થાયી ભાવના સંબંધમાં વિચાર કરીશું જેને વૈજ્ઞાનિકોએ આ બધા સ્થાયી ભાવોનો રાજા કહ્યો છે. અને જે મનુષ્યના બધાજ સ્થાયીભાવોના સંગઠનથી ઉત્પન્ન થાય છે. આ મુખ્ય સ્થાયી ભાવ જ માણસના ચારિત્ર્યની આધારશિલા છે. આને આત્મસમ્માનનો સ્થાયી ભાવ કહેવામાં આવે છે. બાળકને પોતાનું જ્ઞાન ધીરે ધીરે થાય છે. આ માટે આ ભાવ ઉત્પન્ન કરવામાં સમય લાગે છે. પણ સરળ રૂપથી આ જ્ઞાન બાલ્યાવસ્થાથી જ ઉત્પન્ન થવા માંડે છે. આત્મજ્ઞાનનાં બે રૂપ છે. એક તો આ વાતનું જ્ઞાન થવું કે અમારામાં વિચારશક્તિ છે અને અમે વિચારી શકીએ છીએ. બીજું એ કે જે વસ્તુઓના વિષયમાં આપણે વિચારી શકીએ. છીએ તેઓમાં એક વિચારવા યોગ્ય વસ્તુ સ્વ પણ છે. જ્યારે આ વાતનું જ્ઞાન થવું શરૂ થઇ જાય છે ત્યારે માણસ ફક્ત વ્યવહાર, વિચાર વગેરેની સમાલોચના જ નથી કરતો પણ પોતાના વ્યવહાર, આચાર, વગેરે માટે પણ વિચાર કરવા લાગે છે. જ્યારે આ ભાવ ઉત્પન્ન થાય છે. ત્યારે એને આ વાતનું ધ્યાન રહેવા લાગે છે. કે તે કોઇ એવો વ્યવહાર ન કરે અથવા એવા વિચાર પ્રગટ ન કરે જેને તે

ઉત્તમ સમજતો નથી. અને જેનાથી આત્મસમ્માનમાં હાની પહોચવાનો ભય હોય. વ્યવહાર કરતાં કરતા થોડા જ આત્મસન્માનનો ભાવ દૃઢ થઈ જાય છે

આપણે ઉપર કહી આવ્યા છીએ કે બાળકને જન્મ્યા બાદ પોતાનુ જ્ઞાન ધીરે ધીરે પ્રાપ્ત થાય છે. પહેલા તે પોતાને પોતાની પરિસ્થિતિથી ભિન્ન નથી સમજતો પણ ધીરે ધીરે એને આ વાતનું જ્ઞાન થવા લાગે છે કે વાસ્તવમા એની સ્થિતિ સ્વતંત્ર છે અને તે બીજી પરિસ્થિતિની વસ્તુઓથી જુદો છે. તે જે કંઈ પણ જુવે છે અને કરે છે એનાથી એને પોતાનામાં અને બીજા મનુષ્યો અને વસ્તુઓની વચ્ચે ભેદ માલુમ પડવા લાગે છે તે સજીવ અને નિર્જીવ વસ્તુઓના ભેદનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે. પોતાને સજીવ વસ્તુ સમજે છે અને આ સમજવા લાગે છે. જેવી બીજી જીવિત વસ્તુઓમાં જ્ઞાન અને બુદ્ધિ છે તેવી એમા પણ છે આ વાતનું જ્ઞાન કે તે પોતે પણ સ્વયં વિચારયોગ્ય વસ્તુ છે. એને ત્યારે જ થાય છે કે જ્યારે તે મનુષ્યના વ્યવહારનું વિશ્લેષણ કરી શકે છે. 'સ્વ'ની સમાલોચના 'પર'ના વ્યવહારના વિમર્શથી જ ઉત્પન્ન થાય છે. "મોહને રમેશનાં રમકડાં શા માટે લઈ લીધા, તેને પૂછ્યા વગર લેવાં જોઈતાં હતાં કે નહિ? હું મોહનની જગ્યાએ હોત તો આમ કરતો કે નહિ. લોકો આ વાતને શું સમજશે? આવી જાતના ભાવ બીજાના વ્યવહારના વિષયમાં એના મનમા ઉત્પન્ન થવા લાગે છે ધીરે ધીરે તે પોતાના વ્યવહારો ઉપર વિચાર કરે છે અને એવું કરવાથી એના મનમાં આત્મસમ્માનનો ભાવ વધવા લાગે છે. જે કંઈ વ્યવહાર બાળક કરે છે અથવા જે કોઇ એની સાથે કરવામા આવે છે. એનાથી 'સ્વ' માટે અંતઃક્ષોભોનું સગઠન થવાનું શરૂ થઇ જાય છે. બીજુ એની સાથે જે વ્યવહાર કરવામાં આવે છે એનાથી એને આ ખબર પડી જાય છે કે એનું ચારિત્ર્ય કેવા પ્રકારનું છે. એને એ ખબર પડે છે કે એનામાં કયા કયા ગુણ અને કયા કયા અવગુણ છે. જેવો ભાવ પોતાના

મનમાં દૃઢ થાય છે તેવો વ્યવહાર તે કરવા લાગે છે. શિક્ષણગણ બાળકના આત્મસમ્માનને ઉત્તેજિત કરીને એનાથી સદ્વ્યવહાર કરાવી શકે છે જેવી રીતે આપણે પોતાના વિષયમાં મનમાં આ વિચાર કરી શકીએ છીએ. " આ કામ સારૂ નથી. આપણે આવું ન કરવું જોઈએ. આ કાર્ય અમારે યોગ્ય નથી." આવી જ રીતે બાળકથી પણ આપણે કહી શકીએ છીએ :— " ભાઈ, આ વ્યવહાર તમારે યોગ્ય નથી. આમ કરવાથી તમે તમારી જાતને પતનને માર્ગે લઈ જાઓ છો. " આવું કહેવાથી એનું આત્મસમ્માન જાગૃત થઇ જાય જે અને તે સદાચારયુકત વ્યવહાર કરવા લાગે છે. શિક્ષકે આ વાતનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ કે જે વ્યવહાર આપણે બાળકની સાથે કરીએ છીએ. અને જે કંઈ આપણે કહીએ છીએ એનાથી એને 'સ્વ' નું જ્ઞાન થાય છે અને તે પોતાનું ચારિત્ર્ય એવું જ સમજવા લાગે છે. જે કંઈ બાળકના મનમાં એને માટે દૃઢ કરાવવામાં આવે છે. તે જ થવાની તે ચેષ્ટા કરે છે. જો બાળક પોતાને ઈમાનદાર, સદાચારી અને સત્યવાદી સમજે છે તો તે પોતાનો વ્યવહાર એવી જ રીતે બનાવવાની ચેષ્ટા કરે છે. જ્યારે એને આ બતાવવામાં આવે છે કે તે ઠીક કામ નથી કરતો અથવા સાચું નથી બોલતો ત્યારે એને લજ્જા આવે છે અને એના મન ઉપર અસર પડે છે. જો કોઇ બાળકને દરરોજ આ કહેવામાં આવે કે તમે જુઠા છો, નકામા છો તો એના મનમા એવા જ વિચાર પોતાના વિષયમાં દૃઢ થઈ જાય છે. આ બાળકને જ્યારે પછી આ જ્ઞાત કરવામા આવે કે એનો વ્યવહાર ઉત્તમ નથી ત્યારે એના ઉપર કંઇ અસર થતી નથી. કારણ કે પોતાના સબંધમાં એની ધારણા કે તે જુઠો અને નકામો છે તે દૃઢ થઇ જાય છે. આ જ સ્થિતિ દુરાચારી બાળકો અને ગુનેગારોની થઈ જાય છે જે બાળકના મનમા આ દૃઢ કરાવવામાં આવ્યું છે કે તે સાધુ છે, એને સદાચારી બનાવવાની સંભાવના તે બીજા બાળક કરતા વધારે છે. જેના મનમાં આ દૃઢ વિશ્વાસ થશે

ગયો છે કે તે દુષ્ટ છે શિક્ષકને આ જોઈએ કે તે દરરોજ અને વાર વાર કોઈ પણ બાળકને દુષ્ટ, ગ દો અને મૂર્ખ ન કહે નહી તો તે બાળકને સુધરવાની કોઇ સભાવના નહિ રહે જો કોઈ બગડેલા મનુષ્યના ચારિત્ર્યમા સુધારો કરવો છે તો આવશ્યક છે કે એના મનમાં જે પોતાનો દૂષિત ભાવ દઢ થઇ ગયો છે તે કાઢીને એના મનમા પોતાના બીજા અને સારા સ્થાયી ભાવ જમાવવામા આવે

માણસનુ ચારિત્ર્ય અને એની વ્યવસાયાત્મિકા બુદ્ધિમાં પણુ ઘણો સ બધ છે જે માણસ સ કલ્પ સાથે કોઇ પણ કાર્યક્ષેત્રમા ઉતરે છે એને સફળતા અવશ્ય મળે છે પણ જેના મનમા દઢતા અને સ કલ્પ નથી હોતો તે ઘણા ધક્કા ખાય છે કહેવત છે કે પરમાત્મા એમા મદદ કરે છે કે જેમા વ્યવસાય હોય છે અ ગ્રેજીમા પણ કહ્યુ છે કે "God helps those who help themselves"

મનોવિજ્ઞાનની દષ્ટિથી વ્યવસાય શુ છે? અને તે કેવી રીતે મનુષ્યના કર્તવ્ય ઉપર નજર નાખે છે આ વાત ઉપર આપણે વિચાર કરવો જોઈએ વ્યવસાયનો અર્થ બે રીતે સમજવામા આવે છે વ્યવસાયથી કેટલાક લેખકોનો આશય તે ઉક્તિથી છે ,જેને લીધે માણસ ઘણા જ સમય સુધી કોઇ એક કામમા પોતાના ધ્યાનને અયત્નપૂર્વક પ્રવૃત્ત રાખી શકે છે જે માણસ લાગલાગટ આઠ દસ કલાક સુધી કોઈ એક કામને એકાગ્ર ચિત્તથી કરી શકે છે તે વ્યવસાયી પુરુષ છે કેટલાક લેખકો વ્યવસાયથી બીજો આશય લે છે તેઓ આ વાતને મુખ્ય સમજતા નથી. તેઓના મનમા તો શારીરિક થાક લાગેલો હોય તો પણ ગમે તે કામમા એકાગ્રતા રાખવી એજ વ્યવસાય છે એમનો આશય વ્યવસાયથી એ માનસિક શક્તિમા છે, જેને લીધે માણસ ગમે તે એવા કામને જે રૂચિકર ન જણાય, સ કલ્પ કરીને કરી શકે છે, વ્યવસાયી બાળક, જેને મેળામા જવુ છે અને કઠિન સવાલ પણ કરવા છે મેળામા જવાનો આનદ જાણવા છતા પણ સવાલ કરવાના કઠિન કાર્યને

પણ પહેલાં કરવું ઠીક સમજશે. સવાલ કર્યા પછી તે મેળામાં જાય છે. મેળાનો આનન્દ તેને સવાલોમાં એકાગ્રચિત્ત થવાથી દૂર કરી શકતો નથી. આ રીતે તે વ્યકિતને આપણે વ્યવસાયી કહીશું જે જાણી જોઈને તે કઠિન માર્ગને પસંદ કરે, જેમા વર્તમાન રોચકતા અને મધુરતા ન હોય. એવી વ્યકિત ભવિષ્યને ધ્યાનમાં રાખે છે અને સ્વાભાવિક પરન્તુ અસ્થિર આપનાર માર્ગે જતો નથી.

આ બન્ને અર્થોની વ્યાખ્યા પૂર્ણ રીતે કરવી જરૂરી છે. લાંબા સમય સુધી રહેનારી એકાગ્રચિત્તતા આયુષ્ય અને અભ્યાસ ઉપર નિર્ભર છે. બાળકોમા તે પુરૂષો કરતા ઓછી હોય છે. અને તે અભ્યાસથી વધારી શકાય છે. બાળકમાં દક્ષતા અને એકાગ્રચિત્તતા ઓછી હોય છે, એટલા માટે આનું ધ્યાન વારંવાર ચલિત થાય છે. બાળક થોડી વાર માટે એક કામમાં ધ્યાન આપે છે. પછી એનાથી ભાગે છે અને બીજી બાજુ આકર્ષિત થઇ જાય છે. મોટી ઉમ્મરના માણસમાં વધારે વખત સુધી ધ્યાન આપવાની શકિત હોય છે. શાળાનો સમય વિભાગ બનાવતી વખતે આ વાત ધ્યાનમા રાખવામા આવે છે નાના બાળકોને બહુ વાર સુધી એક વિષય ન ભણાવવો જોઇએ. બાળકોને ધીરેધીરે વધારે વખત સુધી એક વિષય ઉપર ધ્યાન આપવાનો અભ્યાસ કરાવી શકાય છે. પણ આનો અર્થ એ નથી કે કોઈ પણ કાર્યમા યંત્રવત લાગ્યો રહે આને વ્યવસાય નથી કહી શકતા. શાળામાં વ્યવસાયની વૃદ્ધિ માટે યંત્રવત્ અભ્યાસ કરવાથી કંઈ લાભ નથી જો કોઈ કામમાં, જેવી રીતે એ કલાક સુધી આકના ઘડિયા ગોખવામા બાળકોને આ ઉદ્દેશથી લગાડવામા આવે કે તે આ પ્રકારના અભ્યાસને લીધે બીજા અરુચીકર કાર્યોમા ચિત્ત લગાડી શકશે, તો આ ખરાબ આશા છે કોઈ પણ કાર્યમાં એકાગ્રચિત્તતા હોવી તે કામમા રૂચિથી સંબંધ રાખે છે જો કોઈ કાર્યને રોચક બનાવવામાં આવે તો એને કરતાં કરતાં ધીરે ધીરે બાળકોમા તે પ્રકારનું કાર્ય કરવાની ફકત યંત્રવત્ આદત જ નહિ પરન્તુ એક

દૈર્યાથી ભાવ ઉત્પન્ન થઈ જશે જેને લીધે બાળક એવાં કાર્યોમાં એકાગ્રચિત્ત થઈને વળગી રહેશે

જ્યારે આપણે વ્યવસાયનો બીજો અર્થ લઈએ છીએ, અર્થાત્ કોઇ પણ કઠિન કાર્યને સરળકાર્યની અપેક્ષા જાણી જોઈને પસંદ કરીએ અને એને ધ્યાનથી કરવું હોય ત્યારે આપણે આ સ્વીકાર કરીએ છીએ, કે જે વ્યક્તિ આ કઠિન માર્ગ લે છે તે આ વાતનું જ્ઞાન રાખે છે કે એમાં ઉચ્ચકોટિનું કાર્ય કયું છે. કઠિન પણ અંતમાં સુખમય માર્ગ તે જ પુરૂષ લેશે જેમાં પોતાની સામેના કાર્યક્રમોમાંથી પસંદ કરીને ઉચ્ચ ઉદ્દેશો લઈ શકવાની યોગ્યતા હોય. ઉદ્દેશોની તુલના કરી શકવી, ઊંચા અને નીચા કાર્યોમાં ભેદ શો છે. આ વાત શિક્ષકથી સમજાય છે. તુલના કરીને યોગ્ય માર્ગને પસંદ કરવો, ત્યારે જ થઈ શકે છે જ્યારે પસંદ કરનાર વ્યક્તિમાં ઉત્તમ સ્થાયીભાવ—વિશેષ કરીને તે સ્થાયીભાવ જેને આપણે બધાંનો રાજા માનીએ છીએ. અર્થાત્ ઉચિત આત્મસમ્માનનો સ્થાયીભાવ ઉત્પન્ન કરવામાં આવ્યો હોય. માણસ સદા દૃઢ રૂપથી તે કાર્યમાં જ તત્પર થઈ શકે છે જે એના 'સ્વ' ના ભાવને અનુકૂળ હોય, જો 'સ્વ' નો ભાવ દુષ્ટતા છે તો દુષ્ટતાના કાર્યોમાં દૃઢતા અને એકાગ્ર ચિત્તતા આવશે. અને જો 'સ્વ' નો ભાવ સાધુતા હોય તો સદાચારી કાર્યોમાં એકાગ્રચિત્તતા આવશે. આ કારણથી વ્યવસાયાત્મિક બુદ્ધિ ઉત્પન્ન કરવા માટે ઉત્તમ આત્મસમ્માનના સ્થાયી ભાવ ઉત્પન્ન કરવા જોઇએ.

×

## ૭—અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન અને સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન:—

આપણે વિશ્વમાં જે કંઈ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. તે ઘણું કરીને ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત થાય છે. આ વિશ્વમાં આપણો સહવાસ પણ પ્રથમ ઇંદ્રિયો દ્વારા જ શરૂ થાય છે. આ જ્ઞાન બે પ્રકારનું છે.

અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન અને સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન તેવા જ જ્ઞાનને કહી શકાય જે આપણે ઇંદ્રિયો દ્વારા અનુભવીને પ્રાપ્ત કરીએ છીએ. જ્યારે ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત થયેલ અનુભવનું આપણે વિવરણ કરીએ છીએ અને આપણા મનમાં જે વિચાર અને અનુભવ પ્રથમથી જ ઉપસ્થિત હોય છે તેની મદદથી તે અનુભવને સમજીએ છીએ ત્યારે આપણે સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. માણસ સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન જ પ્રાપ્ત કરે છે. શુદ્ધ અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાનનું વર્ણન કરવું અને તેનાં યથાર્થ ઉદાહરણ આપવાં ઘણા કઠિન છે. કારણ કે આવા પ્રકારનો શુદ્ધ અનુભવ બહુ ઓછો થઈ શકે છે. યુવાન માણસનો તો કોઈ અનુભવ તેવો હોતો જ નથી બાળકને અવશ્ય પ્રારંભમાં તેવા અનુભવ થતા હશે ઉદાહરણ તરીકે જ્યારે આપણામાં કોઈ કારણથી પૂર્ણ ચેતના ન રહી હોય ત્યારે આપણને થયેલ તે વખતના અનુભવને અસદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન કહી શકીએ છીએ માની લઈએ કે પડીને કે ચોટ લાગવાથી આપણે બેહોશ થઈ ગયા છીએ અને બેહોશ દશામાંથી પાછા ચેતન અવસ્થામાં આવીએ છીએ; તો તે અર્ધચૈતન્ય અવસ્થામા જે વસ્તુઓ આપણી આસપાસ છે, ખુરશી, મેજ, માણસ, ઝાડ, મકાન, ઇત્યાદિનો જે અનુભવ આપણને થાય છે તેને આપણે અસદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન સમાન કહી શકીએ છીએ એવી દશામાં વસ્તુઓના શુદ્ધ આકારને આપણે અનુભવી શકતા નથી. આપણી સમક્ષ કયો મનુષ્ય છે તેને ઓળખી શકતા નથી. ઝાડ લીંમડાનું છે, પીપળાનું છે અથવા ઝાડ છે કે નથી અથવા કોઈ બીજી વસ્તુ છે તેનું પૂર્ણ જ્ઞાન નથી હોતું. પરંતુ આંખો આગળ કોઇ વસ્તુની ઝાંખી થાય છે પરંતુ સ્પષ્ટ અનુભવ થઈ શકતો નથી. જ્યારે પ્રત્યક્ષ દેખાતી વસ્તુનું વિવરણ થાય છે ત્યારે સદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન જુના અનુભવોના આધારે થાય છે. આપણે કોઇ એક વસ્તુના વિષયમાં બધી ઇંદ્રિયો દ્વારા થોડું થોડું જ્ઞાન પ્રાપ્ત

કરીએ છીએ. દા. ત. કલમ. તેને આપણે જોઈએ છીએ, હાથમાં લઈએ છીએ, તેનાથી લખીએ છીએ ઈત્યાદિ. તેના વિષયમાં જે બધા અનુભવો આપણને થયેલ છે તે આપણે બિલકુલ ભૂલી જતા નથી. તેનો થોડોક અંશ આપણી સ્મૃતિમાં રહી જાય છે. કોઇ પણ પદાર્થની બાબતમાં ઇંદ્રિયો દ્વારા જેટલા વધુ અનુભવો આપણને થાય તેટલુ જ તે વિષયનું વધુ જ્ઞાન આપણને થાય છે. જ્યારે કોઈ પદાર્થ આપણને દેખાય છે ત્યારે આપણા મનમાં તે બાબતમાં પ્રથમના અનુભવો થયેલ હોય છે તેના આધારે આપણે તેનું વિવરણ કરીએ છીએ. આપણને જેટલો ઓછો અનુભવ હશે તેટલુ ઓછું વિવેચન આપણે કરી શકીશું. અને જેટલા વધુ અનુભવો હશે તેટલું વધુ વિવેચન કરી શકીશું. તેથી જ બાળકની સરખામણીમાં યુવાન પુરુષમાં સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન વધારે હોય છે.

સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન થવા માટે અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન હોવું આવશ્યક છે. કારણ કે જ્ઞાન પ્રાપ્ત કરવાનો આ એક જ માર્ગ છે. આ જ્ઞાનના આધારે જ મન તેનું વિવરણ કરવા માંડે છે, અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઈશ્વરે આપણને મગજમાં કેટલાંક ખાનાં આપ્યાં છે તે દ્વારા આપણા મગજમાં અસર પહોંચે છે. દરેક ખાનાની બનાવટ મિશ્રિત અને ગુંચવણભરેલી હોય છે. પ્રકૃતિએ આ વિષે પૂરી વ્યવસ્થા કરી રાખી છે. પ્રત્યેક ખાનું પોતાનું કાર્ય ઘણી સરળતાથી કરી શકે. આંખ અને કાનની બનાવટ ખોલીને જોઇએ તો પ્રકૃતિની મહત્તાનો અનુભવ થશે. આ ખાનાંઓ જેમનો ઉપયોગ વિજ્ઞાનની ક્રિયામાં કરવામાં આવે છે તેના જેવાં છે. પણ આ શારીરિક ખાનાં મગજના સ્નાયુઓથી મળેલાં હોય છે અને જે કંઈ અસર તેમના પર પડે છે તે સ્નાયુઓ દ્વારા મગજને પહોંચે છે. અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન મગજમાં જ પ્રાપ્ત થાય છે. આપણે આંખો વડે જોઈએ છીએ ત્યારે આંખ ફક્ત એક ખાતું જ છે જે દ્વારા જ્યોતિની અસર આપણા મગજને પહોંચે છે. વાસ્તવમાં જોવાનું કામ આપણું મગજ કરે છે.

આવી રીતે બીજી ઈંદ્રિયોરૂપી દ્વારથી મગજ અનુભવે છે અને અસંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આથી આપણે એમ સમજવું જોઈએ નહિ કે ઇંદ્રિયો કંઇ મુખ્ય કામ કરતી નથી. ઈન્દ્રિયોનું મહત્વ ત્યારે જ સમજી શકાય જ્યારે કોઈ ઈન્દ્રિય કામ કરતી અટકી જાય છે એક ઇંદ્રિય કામ કરતી બંધ થતાની સાથે જ અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત કરવાનું એક દ્વાર બંધ થઇ જાય છે અને તેટલું જગત અંધકારમય થઇ જાય છે મગજમા પણ ખામી હોવાથી તે જ મુસ્કેલી ઊભી થાય છે જ્ઞાન પ્રાપ્ત થવા માટે આ બન્ને અંગોનો કાર્યક્રમ બરાબર ચાલવો જોઈએ

અસદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન બરાબર ન હોય તો સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન પણ બરાબર હોઈ શકે નહિ. સદિગ્ધ જ્ઞાન કયા સુધી થશે તે આપણા મનમા ઉપસ્થિત થતા બધા ભાવો અને અનુભવો પર નિર્ભર હોય છે. આપણે જેટલા વધુ વિચારો કામે લગાડીશું તેટલું જ વધુ સંદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત થશે આપણે જોઈ ગયા કે સંદિગ્ધ જ્ઞાન થવાથી જ અસદિગ્ધ જ્ઞાન થાય છે પરંતુ જે વખતે સંદિગ્ધ જ્ઞાન અનુભવાય છે તે વખતે જેમની મદદથી આપણે અસંદિગ્ધ જ્ઞાનનું વિવરણ કરી શકીએ છીએ તે બધા અનુભવો આપણે ફરીથી અનુભવી શકતા નથી આપણુને વસ્તુઓનુ સંપૂર્ણ જ્ઞાન હોય છે પણ જ્યારે આપણે તેમની વ્યાખ્યા કરીએ છીએ ત્યારે તેના બધા અંગોને જુદા જુદાં બતાવીએ છીએ આપણું સપૂર્ણ જ્ઞાન અંતર્ગત રહી જાય છે અને ચાહીએ તો આપણે તેના પ્રત્યેક અંગને સ્પષ્ટ કરી ફેલાવી શકીએ છીએ.

દાખલા તરીકે આપણી સમક્ષ એક દૂધનો પ્યાલો ભરી મૂકેલ છે. પદાર્થ આપણી સમક્ષ મૂકેલ છે, તેને જોઈને આપણે સંદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ કે તે દૂધનો પ્યાલો છે. આપણે તે વસ્તુ જોઈ છે, આંખોથી પૂર્ણ અનુભવ કર્યો છે,

પરતુ તે દૂધનો જ કટોરો છે એવુ જ્ઞાન તે વસ્તુના બાબતમાં થાય છે તેમાં ઘણી વાતોનો સમાવેશ થાય છે જેનો અનુભવ આપણે તે વખતે નરી આખે કર્યો નથી તે બધી વાતોને ધ્યાનમા રાખીને અને વિવરણ કરીને મને તુરત જ નિશ્ચય કરી લીધો કે તે દૂધનો જ કટોરો છે આપણે બીજી વાતો ( દૂધ પાણી જેવુ છે, સફેદ રગનુ છે કટોરો સખ્ત છે કે સુવાળો છે દૂધમા અને બીજા પદાર્થોમા શું અતર છે કટોરો કેવા આકારનો છે વગેરે) ઇદ્રયો દ્વારા અગાઉ અનુભવ કરી ચૂકયા છીએ અને આ બધી વાતો આપણા મનમા મોજૂદ છે આપણા મને આ બધાનો ઉપયોગ કર્યો અને નિશ્ચય કર્યો કે તે દૂધથી જ ભરેલો કટોરો છે જ્યારે આપણે તેને જોતા વેત જ દૂધનો પ્યાલો કહીએ છીએ ત્યારે આપણા મનમા તે વસ્તુનુ સપૂર્ણ જ્ઞાન જે અતર્ગત હોય છે તે સ્પષ્ટ થાય છે તે બધા અનુભવો જેના વડે આ નિશ્ચય થાય છે કે આ દૂધનો જ કટોરો છે તેનો સમાવેશ સપૂર્ણ જ્ઞાનમા થાય છે જ્યારે આપણને વ્યાખ્યા કરવાનુ કહેવામા આવે ત્યારે આપણે તે બધા લક્ષણો અને અનુભવોનુ વર્ણન કરીએ છીએ, અન્યથા નહિ

માણસ જેમ જેમ સદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તે પોતાની પરિસ્થિતિને વધારે સમજતો જાય છે તે વસ્તુઓને ઓળખવા લાગે છે અને એક વસ્તુ અને બીજી વસ્તુ વચ્ચેના ભેદને પારખી શકે છે બાળક પોતાના માતપિતાને ઓળખવા લાગે છે જાનવરોને જોઈને તુરત ઓળખી શકે છે કૂતરાને બિલાડીથી પૃથક જાનવર માને છે પોતાના પિતા અને બીજા પુરુષોમા અતર માને છે પણ આ બધી વસ્તુઓ જેને તે ઓળખે છે તેમના વિષયમા તેને સઘળુ જ્ઞાન હોય તે આવશ્યક નથી જો તેને તે વસ્તુઓની વ્યાખ્યા કરવાનુ કહેવામા આવે તો તે કરી શકે નહિ કૂતરાને તે ઓળખે છે, પણ જો તેને કૂતરાની વ્યાખ્યા કરવાનુ કહેવામા આવે તો તે કરી શકે નહિ તે કૂતરાના સઘળા લક્ષણોને સ્પષ્ટ રીતે જાણતો નથી

તે ધીરે ધીરે લક્ષણોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેના માનસ પર કૂતરા વિષે જે લક્ષણો જાણવાં આવશ્યક છે તેનો સમૂહ એકઠો થાય છે. કોઈ વસ્તુના વિષયમાં મનમાં ભાવો એકઠા થાય છે ત્યારે તે વસ્તુ વિષે પૂર્ણ જ્ઞાન થાય છે. કોઈ પણ વસ્તુના આ સંપૂર્ણ જ્ઞાનને સામાન્ય સમજ કે સામાન્ય વ્યાખ્યા કહી શકીએ. આ શબ્દ ઘણું કરીને અધ્યાહાર (અપ્રગટ) ભાવો માટે વપરાય છે. જો કોઈ વ્યક્તિ સત્ય શું છે તેને સંપૂર્ણપણે જાણે છે અને તેની વ્યાખ્યા કરી શકે છે તો આપણે કહી શકીએ છીએ કે તેના મનમાં સત્ય શબ્દની સામાન્ય સમજ છે. 'કૂતરા' શબ્દની પણ સામાન્ય વ્યાખ્યા થઈ શકે છે. પરંતુ આ શબ્દનો પ્રયોગ ઘણું કરીને અધ્યાહાર ભાવો માટે જ કરવો જોઈએ સામાન્ય સમજ ઉત્પન્ન થવા માટે વિચારોની અવસ્યકતા છે પણ સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન માટે પણ થોડા સરળ વિચારો તો મનમાં હોવા જોઈએ વિચાર શૂન્યતાથી કામ ચાલી શકતું નથી. કોઈ પણ વસ્તુનો જ્યારે આપણે અનુભવ કરીએ છીએ ત્યારે તે અનુભવ દ્વારા કંઈક વિચાર જરૂર ઉત્પન્ન થાય છે. તે વિચારોની મદદ વડે આપણે તે વસ્તુની બીજી વખત જોતા વેંત જ ઓળખી શકીએ છીએ. પણ જેમ આપણે અગાઉ કહી ગયા છીએ તેમ ઓળખતી વખતે મન આ બધા વિચારોનો ઉપયોગ કરતું નથી. અને તે અનુભવની પૂર્ણ વ્યાખ્યા કરતું નથી. બાળક કૂતરાને ઓળખે છે, તેની પરિભાષા કરી શકતું નથી. કૂતરાનુ સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન તેને છે પણ તે જ્ઞાનનુ વિશ્લેષણ કરવામા તે અસમર્થ છે. બાળક ઘણી વસ્તુઓને ઓળખે છે પણ તે વસ્તુઓ વિષે તેનું વધારે જ્ઞાન હોતુ નથી. ઘણીએ વસ્તુઓ અને ભાવો વિષે બાળકોની સ્થિતિ મોટાઓ જેવી હોય છે. એવી ઘણી વસ્તુઓ હોય છે જેને બાળકો કામમા લે છે પરંતુ તે વસ્તુઓનું બાળકોને સંદિગ્ધ જ્ઞાન હોય છે. તે પોતાના જ્ઞાનનું વિવરણ કરી શકતા નથી. આપણે આપણા ઘરની નીસરણી પર દરરોજ ચઢીએ છીએ અને ઉતરીએ

છીએ. ઘડીયાળમાં સમય જોઈએ છીએ. ઓરડામાં રહીએ છીએ પણ જો આપણને નીસરણીનાં પગથીયાં કેટલાં છે અથવા ઘડીયાળની પહોળાઈ કેટલી છે કે સોયની લંબાઈ કેટલીક છે અથવા ઓરડામાં કેટલી લાદી જડેલી છે. એમ પૂછવામાં આવે તો આપણે તે પ્રશ્નોના ઉત્તર આપી શકતા નથી. આપણે આ બાબતો પર ધ્યાન આપતા નથી. આપણામાં વસ્તુઓનુ સંદિગ્ધ જ્ઞાન હોય છે; તેનો ઉપયોગ કરીએ છીએ કારણ કે કોઈ એવો પ્રસંગ પડયો નથી જે વડે તે વિષે વધુ જાણવાની અથવા જોવાની આવશ્યકતા ઊભી થાય. જો નીસરણી તૂટી જાય અગર ઓરડામા લાદી નાખવી પડે તો આપણે આ બધી વાતોનો વિચાર કરીએ છીએ. પ્રસંગ પડયા વિના અગર આવશ્યકતા વગર આપણે કોઈ પણ વસ્તુનું નિરીક્ષણ કરતા નથી. નિરીક્ષણ કરવામાં મનના વિચારોની સહાયતાથી વસ્તુનું વિશ્લેષણ કરવું પડે છે. નિરીક્ષણ માટે વિચાર અને પ્રસંગ બંને આવશ્યક છે. જ્યારે મોટેરાઓની આવી સ્થિતિ હોય છે ત્યારે બાળકોનું તો પૂછવુંજ શું? કોઇપણ બાળક આગળ આપણે એક યંત્ર મૂકી દઇએ અને કહીએ કે આને જો, તો તે શું કરશે? જો યંત્રમાં કોઈ આકર્ષક બાબત હોય તો કુતૂહલ-વશ કદાચ તે થોડી વાર તે તરફ ધ્યાન દે પરંતુ સમજ વિના તે કઈ વસ્તુપર ધ્યાન આપશે અને શું કરશે તે કહી શકાય નહિ. જો સમજ હોય તો તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરશે. આ કાર્ય કરવા માટે તેને વિચારોની આવશ્યકતા છે. તે સિવાય તેનું વિશ્લેષણ કરી શકશે નહિ.

બાળકોને વિજ્ઞાન અને પ્રાકૃતિક નિરીક્ષણ શીખવવામાં નિરીક્ષણનો પ્રયોગ કરવામાં આવે છે. શિક્ષકે આ વાત જાણવી જોઈએ કે કોઈ ઉદ્દેશ સિવાય નિરીક્ષણ થઇ શકતું નથી. માનો કે શિક્ષક દેડકા વિષે બાળકોને કંઈ શીખવવા માગે છે; તો દેડકું બાળકો આગળ મૂકી દેવાથી અને 'આને જો' એમ કહી દેવાથી અર્થ સરશે નહિ. જ્યાં સુધી બાળકોના મનમાં કોઈ અભિપ્રાય બંધાય નહિ ત્યાં સુધી કામ ચાલશે નહિ. જો બાળકોની સમક્ષ આ પ્રકારના અભિપ્રાયના

રૂપમાં પ્રશ્નો પૂછવામાં આવે કે આ જાનવર કેવી રીતે ચાલે છે? ક્યાંથી ખાવાનું પ્રાપ્ત કરે છે? કેવી રીતે ખાય છે? તો આ પ્રશ્નોનો ઉત્તર શોધવા માટે બાળક તે જાનવરનું નિરીક્ષણ કરશે. સમજ સિવાય સમય બગડશે અને બાળકો કંઈ જોઈ કે સમજી શકશે નહિ. સમજની સાથે સાથે થોડા સરળ વિચારોની પણ જરૂર છે. ખાવું શું છે? કેવી રીતે ચલાય છે, લબાઈનો શો અર્થ છે, રંગ કયા કયા હોય છે, વગેરે સરળ વિચારોનું બાળકોને જ્ઞાન હોવું જોઈએ. નિરીક્ષણથી આ સરળ વિચારો સ્પષ્ટ થાય છે અને બાળકો તેનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે.

×

## ૮ ધ્યાન અને રુચિ

કોઈ પણ વસ્તુનું સંદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મન તે વસ્તુનો કોઇ ને કોઇ રીતે અનુભવ કરે છે અને ઉદ્ભવેલા વિચારોની મદદ વડે તેનું વિવરણ કરે છે. બાળક દડાને જુએ છે અને તરત તેને ઓળખી જાય છે કારણ કે તેને તે વસ્તુનું સંદિગ્ધ જ્ઞાન મળેલું છે. જોવાનું અને 'ઓળખવાનું' બન્ને ક્રિયાઓ તરત જ થઈ જાય છે. તેથી પ્રતીત થાય છે કે સદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવામાં થોડો વખત પણ લાગતો નથી સમય ઓછો લાગે છે તે ખરૂં પરંતુ તે ઓછો સમય શૂન્ય બરાબર છે. તે બરાબર નથી. જે વસ્તુ આંખો સમક્ષ આવે છે તેને ઓળખવા માટે મન તેને પોતાની સામે થોડો સમય અવશ્ય રાખે છે, જેને આપણે તત્કાળ ઓળખવું કહીએ છીએ તેમાં થોડો સમય લાગે છે વસ્તુઓ આપણી સામે ઝડપથી લાવી તથા દૂર કરી શકાય છે જે દરમ્યાન આપણે તેને ન ઓળખી શકીએ કારણ કે આંખથી જોવામાં અને મનથી ઓળખવામાં જેટલો સમય લાગે છે તેટલો આપણને નથી મળતો. પૂર્ણ રીતે સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન થવા માટે ઇન્દ્રિયોના અનુભવ સમજવા અને વિવરણ કરવા માટે મનને

થોડો સમય આપવો આવશ્યક છે. મનની આ ક્રિયા અર્થાત્ કોઈપણ અનુભવને મન સમક્ષ થોડો વખત ઉપસ્થિત રાખવાની ક્રિયાને ધ્યાન કહેવામા આવે છે. કોઈપણ વસ્તુ અથવા વિચાર ઉપર જ્યારે આપણે ધ્યાન આપીએ છીએ ત્યારે તેને મન સમક્ષ ઉપસ્થિત રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. ઘણું કરીને ધ્યાનનો પ્રયોગ આપણે જ્યારે ધ્યાન આપવાનું કાર્ય થોડો વધુ સમય જારી રહેવાનું હોય એવા પ્રસંગે કરીએ છીએ.

ધ્યાનને આપણે બીજી દૃષ્ટિથી પણ જોઈ શકીએ છીએ. વર્તમાન કાળમા મનોવિજ્ઞાનવેત્તાઓ ધ્યાનને આ દૃષ્ટિથી જુએ છે. તેઓ કહે છે કે ધ્યાન ચેતનાનો સંગ્રહ કરવાની એક ક્રિયા છે. મન ચેતનામાં ઉપસ્થિત થતા ભાવો અને વિચારો વગેરેમાંથી પોતાની સમક્ષ થોડાનો સંગ્રહ કરે છે. આ સંગ્રહ કરેલા ભાવો પર મન ધ્યાન આપે છે, બીજાઓ ઉપર નહિ. આપણે ચેતના પ્રવાહ વિષે પ્રથમ કેટલાક વિચાર પ્રગટ કરી ચૂક્યા છીએ. નદીના પ્રવાહની માફક દર વખતે આપણા મનમાં ભાવ, વિચાર અને જુદી જુદી જાતના અનુભવોનો પ્રવાહ વહે છે. આપણી ચેતન અવસ્થામાં તે બરાબર જારી રહે છે. થોડી મનોવૃત્તિઓ વિશેષ રૂપે ધ્યાનમાં દેખાય છે અને બીજી ગુપ્ત હોય છે. પણ મનોવૃત્તિઓની ગતિ ચાલુ જ રહે છે અને જે મનોવૃત્તિ આપણા ધ્યાનમાં હમણાં પ્રત્યક્ષ દેખાય છે તે થોડા જ વખતમાં ધ્યાનથી દૂર ખસી જાય છે અને જે ગુપ્ત હોય છે તે ધ્યાનમાં આવી જાય છે, ચેતનાનો પ્રવાહ અવિરત જારી રહે છે. મન નક્કી કરે છે કે કઈ મનોવૃત્તિ કેટલો સમય સુધી ધ્યાનમાં રાખવી અને કઇ મનોવૃત્તિ પ્રત્યક્ષ રૂપે ધ્યાનમાં રાખવી અને કઇ ગુપ્ત રૂપમાં ચેતના પ્રવાહ આ રીતે મનને આધિન છે. મનના ચેતના પ્રવાહમાં થોડી વૃત્તિઓનો સંગ્રહ કરી તેઓને ધ્યાનમાં રાખવાની ક્રિયાનું નામ ધ્યાન છે. માની લઇએ કે શિયાળાની ઠંડીમાં આપણે તડકામાં ખુરસી નાખીને પ્રેમચંદની એક નવલકથા વાંચીએ છીએ. આપણી સામે એક

મેજ છે. તે પર એક ઘડીયાળ ટકટક અવાજ કરે છે. આપણા હાથમાં એક પેનસીલ છે. જે વખત આપણે બેસીને વાંચીએ છીએ તે વખત ઘડીયાળ બરાબર ટકટક અવાજ કરતી રહે છે. તેનો અવાજ કાનપર પડે છે. સૂર્યની ગરમી શરીર પર અસર પણ કરે છે. શરીર તડકાનો અનુભવ કરે છે. શરીરને ખુરસીની સુંવાળી ગાદીનો અનુભવ થાય છે. ચોપડી હાથમાં છે તેનું વજન પણ હાથને લાગે છે. વાર્તા અને જે વિચારો ચોપડીમાં છે તે મનમાં પહોંચતા પણ રહે છે. આપણે એક સાથે આવા પ્રકારના કેટલાયે અનુભવો કરીએ છીએ. જો કોઈ અભ્યાસ કરતી વેળા પૂરી ચેતનાનું વિવરણ કરે તો તેને સમજાશે કે આ બધી બાબતો અને બીજી પણ કેટલીક બાબતો મળીને આપણી તે વખતની ચેતના ઘડાય છે. આપણું ધ્યાન ચેતનાની આ બધી વાતોમાંથી કેવળ વાર્તાઓ પર જ હોય છે. બીજી વાતોનો અનુભવ તો થતો જ રહે છે પણ તે આપણા ધ્યાનમાં નથી રહેતી. આપણે બીજી વાતોને અનુભવ કરતા જ નથી એમ કહેવું ઉચિત નથી. આપણે અનુભવ તો બધી વાતોનો કરીએ છીએ પણ આપણું ધ્યાન કેવળ વાર્તા પર જ કેન્દ્રિત થયું હોય છે. જો એકાએક એવું બને કે આપણે અનુભવેલી કોઈ વાત બદલાઈ જાય અથવા ખુરસી તૂટી જાય યા ઘડીયાળનો ટીક ટીક અવાજ બંધ થઈ જાય અથવા વાદળ સૂર્યને ઢાંકી દે અને વરસાદ પડવા લાગે તો આપણી સ્થિતિનું અંતર તુરત જ સમજાય. આપણું ધ્યાન તે બાજુ ખેંચાશે. અનુભવના સમૂહના તે ભાગને અથવા ચેતનાના તે અંગો જે ગુપ્ત હોય છે તેને નિરર્થક સમજવાં જોઈએ નહિ. તે મન પર અવશ્ય અસર ઉપજાવે છે. અને આપણું ધ્યાન કઈ બાજુ ખેંચાશે તે નક્કી કરે છે. ચેતનાનાં બીજાં અંગો જે આપણા ધ્યાનમાં છે તે ક્યાંસુધી આપણા ધ્યાનમાં રહેશે અને કેટલી વાતો એક વખત આપણા ધ્યાનમાં રહી શકે છે તે સઘળી બાબતો પર આપણે વિચાર કરીશું. વાર્તાઓ પર આપણું ધ્યાન હોય છે પણ કોઈક વાર તેનાથી દૂર

પણ થાય છે. પછી મન વાર્તામાં રસ પડતાં ધ્યાન તે બાજુ એથી જાય છે. મન કેટલીક વાર સુધી એક વાત પર ધ્યાન આપી શકે છે તે વાત પણ જાણવા જેવી છે. જાણે કેટલાક વખત પછી ધ્યાન તે પરથી ખસી જાય છે. આ બધી બાબતો જાણવા માટે ઘણા પ્રયોગો કરવામાં આવ્યા છે. પરિણામે આ વિષેની ઘણી વાતો જાણવા મળી છે. આપણે આ પ્રયોગોનાં કેવળ થોડાંજ પરિણામો પર વિચાર કરીશું.

**ધ્યાનનો વિસ્તારઃ**—કેટલીક વાત ધ્યાનમાં એક વખત રાખી શકાય છે; આ વાત જાણવા માટે અનેક વૈજ્ઞાનિક પ્રયોગો કરવામાં આવ્યા છે. ધ્યાન આપનાર સામે બિન્દુઓ, રેખાઓ, વર્તુળો વગેરે થોડા સમય—જે ૧/૧૦૦ સેકન્ડથી શરૂ કરી ⅕ સેંકડ હોય છે—મૂકવામાં આવે છે. અને તે એની સાથે એક, બે અગર વિશેષ કેટલી વસ્તુઓ ધ્યાનમાં રાખે છે તે જાણી શકાય છે. સાધારણ અનુમાન એવું છે કે ફક્ત એક જ વખતમાં એક જ વસ્તુ ધ્યાનમાં રાખી શકાય છે. જો કોઈ દડો સામે મૂકવામાં આવે તો એક જ દડો એક વખતમાં ધ્યાનમાં રહેશે. પરંતુ તેમ નથી. પ્રયોગો વડે સિદ્ધ થયું છે કે એક જ વખતમાં ચારથી પાંચ વસ્તુઓ ધ્યાનમાં રાખી શકાય છે. દા. ત. પાંચ જુદા જુદા અક્ષરો ક, ખ ગ, ઘ, ઙ એકદમ આંખો સમક્ષ આવતાંની સાથે ઓળખી શકાય છે. વસ્તુઓ વિષે એક બાબત બીજી પણ જાણવી આવશ્યક છે. થોડી વસ્તુઓ જેમ કે અક્ષર, બિન્દુ, રેખા સરળ વસ્તુઓ પણ થોડી વસ્તુઓ જેવી કે શબ્દ રેખા ગણિતની આકૃતિઓ વગેરે મિશ્રિત વસ્તુઓ છે. ઘર એક પૂર્ણ વસ્તુ છે. ત્રિકોણ પણ તેવો જ છે. તેના જુદાં જુદા ભાગ કરી શકાય છે. ધ્યાનના સંબંધમાં જે પ્રયોગો કરવામાં આવ્યા છે તેમાં કેટલીયે સરળ વસ્તુઓના મિશ્રણથી બનેલી વસ્તુઓનો પ્રયોગ કરવામાં આવે તો પણ, તે જ પરિણામ આવે છે. પાંચ અક્ષરો જેમ ધ્યાનમાં રાખી શકાય છે-તેવી રીતે પાંચ શબ્દો પણ ધ્યાનમાં રાખી

-શકાય. તેનું કારણ છે કે મન તો વસ્તુના પૂર્ણ રૂપથી જ સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાન મેળવે છે.

ધ્યાનભંગ—હવે પ્રશ્ન આ છે કે કેટલા કેટલા વખત પછી ધ્યાનનો ભંગ થાય છે. આ વાત વિચારવા લાયક છે કે જ્યારે આપણે કોઇ પણ વસ્તુ ઉપર ધ્યાન આપીએ છીએ ત્યારે કેટલાક વખત સુધી આપણું ધ્યાન વિક્ષેપ વગર તે વસ્તુ ઉપર લાગેલું હોય છે. આ કહેવામાં આવે છે કે જો આપણે કોઈ કામમાં ધ્યાનમગ્ન થઈ જઈએ તો કલાકો સુધી આપણું ધ્યાન એમાં લાગ્યું રહે છે. આનાથી જો આપણે આ સમજીએ કે આપણે કેટલીવાર સુધી એ કામને થાકયા વગર કરી શકીએ છીએ અથવા વ્યવસાયની મદદથી તે કામમાં લા યા રહીએ છીએ, અથવા બીજી વાતો ને આપણા ધ્યાનમાંથી દૂર રાખવાનો પ્રયત્ન કરીએ છીએ તો ઠીક છે. પણ જો આનો અર્થ આ લેવામાં આવે કે આપણું ધ્યાન કલાકો સુધી મગ્ન નથી થતું અર્થાત્ ચેતનાનું કોઇ બીજુ અંગ ધ્યાન કેન્દ્રમાં નથી આવતું, તો આ ઠીક નથી. આપણું ધ્યાન થોડા થોડા વખતે ચલિત થઈ જાય છે અને પછી તે વસ્તુ ઉપર ખેંચી લેવામાં આવે છે. કયારેક ધ્ય નમાં વ્યવસાયની જરૂર વધારે હોય છે અને કયારેક ઓછી.

કોઇ પણ વસ્તુ ઉપર ધ્યાન બરાબર કયાં સુધી લાગી રહે છે આ જાણવા માટે પણ કેટલાય પ્રયોગો કરવામાં આવ્યા છે. આપણે એક ઘડિયાળ લઈએ અને કાનની નજીક મૂકીએ તો ટકટકનો ધ્વનિ સંભળાશે. ઘડિયાળ જો થોડું દૂર મૂકીએ તો પણ સંભળાશે. ધીરે ધીરે એને દૂર ખસેડતા જઈએ અને એટલી બધી દૂર કરી દઈએ કે જ્યાંથી તે જરા પણ ન સંભળાય. પછી આપણે એક બાજુ ઘડિયાળ લઈએ, એને એટલે દૂર મૂકી દઈએ કે જ્યાંથી પૂર્ણ ધ્યાન આપવાથી જ સંભળાય. અને જો તે જગ્યાએથી એને જરાક પણ દૂર મૂકવામાં આવે તો ન સંભળાય. પ્રયોગ કરની વખતે આગળ ^

ખસેડીને એની ઠીક જગ્યા શોધી શકાય છે. દરેક વ્યક્તિ માટે જેના ઉપર જુદા જુદા પ્રયોગો કરવામાં આવે, સ્થાનોનું અંતર પણ જુદું જુદુ હશે. વ્યક્તિને ઠીક જગ્યા ઉપર બેસાડીને, અને ઘડિયાળને ઠીક જગ્યાએ મૂકીને એને કહેવું જોઈએ કે ધ્યાનથી ઘડિયાળનું ટકટક સાભળો તે ધ્યાનથી સાભળશે અને ધ્યાનને ટકટક અવાજ ઉપર દોરશે થોડા થોડા સમય પછી તે આ અનુભવ કરશે કે અવાજ લુપ્ત થઈ જાય છે. અને પછી ધ્યાનથી સભળાય છે. જ્યાં સુધી અવાજ સભળાય ત્યાં સુધી સમજવું જોઇએ કે ધ્યાનમાં વિક્ષેપ નથી પડ્યો અને વ્યક્તિથી કહેવામા આવે કે જે વખતે ધ્યાન લુપ્ત થઈ જાય ત્યારે આગળી ઊંચી કરે. તો આપણે ઘડિયાળ જોઇને બતાવી શકીએ છીએ કે કેટલા વખતમાં ધ્યાન મગ્ન થયુ પ્રયોગો દ્વારા એવું માલુમ કરવામાં આવ્યું છે કે દરેક પાંચ અથવા છ સેકન્ડ બાદ ધ્યાનમા વિક્ષેપ થાય છે. વિક્ષેપ થવાનો સૌથી ઓછામાં ઓછો સમય ત્રણ સેકન્ડ અને સૌથી વધારે પચ્ચીસ સેકન્ડ શોધાયું છે. આ પ્રયોગ ફક્ત એવા ખંડમાં કરી શકાય છે કે જ્યાં પૂર્ણ શાન્તિ હોય. જે વ્યક્તિ બહેરી છે અથવા ઓછું સાંભળે છે તો બીજા પ્રકારના પ્રયોગોથી ધ્યાનભગ્ન થાય છે એનો અનુભવ કરી શકાય છે. ઉપર લખેલો પ્રયોગ બીજા પ્રયોગો કરતાં સહેલા છે, માટે જ બતાવવામાં આવ્યો છે

આ વાત શોધવાની પણ ચેષ્ટા કરવામાં આવી છે એક વ્યક્તિ કેટલાંય કામો એક જ વખતે એક જ ધ્યાનથી કરી શકે છે. કેટલાય લોકો આ કહે છે કે ધ્યાનમા વિઘ્ન પહોંચ્યા વગર તે બે ત્રણ કામો એકી સાથે કરી શકે છે. આ વસ્તુ જાણવા માટે નીચે આપેલો પ્રયોગ કરી શકાય છે. વ્યક્તિને કહેવામાં આવે કે અક્ષરો એક મિનિટ સુધી લાગલાગટ લખો–અ, આ. ઇથી શરૂ કરીને પૂર્ણ વર્ણમાલા જ્ઞ સુધી લખી નાખો પૂરી થયા પછી અથી લખવું શરૂ કરો અને આગળ લખતા જાવ. આ લખવાનું કામ એક મિનિટ લાગલાગટ કરાવવામાં આવે

અને અંતમાં કેટલા અક્ષરો વ્યક્તિ લખે છે તે ગણી લેવા જોઈએ. એ પછી એને કહેવામાં આવે કે ૧, ૨, ૩, ૪ વગેરે અંકો ધ્યાનમાં રાખો. દરેક અંકમાં ત્રણ ઉમેરો અને જે ઉત્તર આવે એને મોટેથી બોલતા જાઓ. તે ૪, ૫, ૬, ૭, ૧૦ બોલતો જાય છે. આ કાર્ય એક મિનિટ સુધી કરાવવામાં આવે અને એના બધા જવાબો ગણી લેવામાં આવે. આ બધી ક્રિયાઓ જુદી જુદી કરાવ્યા પછી એને કહેવામાં આવે કે આ બે ક્રિયાઓને સાથે એક મિનિટ સુધી કરો— અર્થાત અક્ષર પણ લખો અને ઉમેરીને એક પણ બોલો. આમ કરવાથી આ ખબર પડે છે કે બન્ને કામ ખરાબ થઈ જાય છે. અને જેટલું કામ પહેલા પ્રયોગથી કરવામાં આવ્યું તેટલું બીજા પ્રયોગથી નથી થતું. વાત આ છે કે આ બે કાર્યો એકી સાથે કરવામાં ધ્યાન એક કાર્યથી બીજા ઉપર જાય છે અને પાછું આવે છે. જે કાર્યમાં વ્યક્તિનું ધ્યાન વધારે હોય છે તે કાર્ય સારી રીતે થાય છે અને જેમાંથી ધ્યાન ખસી જાય છે તે કાર્ય બરાબર થતું નથી. આ સંબંધમાં થોડી વાતો હજુ વિચાર કરવા લાયક છે. એક તો આ છે કે આપણે બે કામ એકી સાથે કરીએ છીએ, જેમાં પ્રાયઃ એક એવું હોય છે કે જે મશીન દ્વારા થાય છે, અને એમાં આપણે ધ્યાન આપવું પડતું નથી. આ જોવામાં આવ્યું છે કે બોલતી વખતે એક સ્ત્રી પોતાના બાળકને મૌખિક રીતે ભણાવી પણ શકે છે. વણવામાં ધ્યાનની જરૂર પડતી નથી. ફક્ત ભણાવવામાં ધ્યાનની જરૂર પડે છે. ભણવાનું કામ તો એને માટે યંત્ર જેવું બની ગયું છે. જો ભણવામાં ભૂલ થઈ જાય અથવા તાર મોટા નાના થઈ જાય તો એ બાજુ ધ્યાન આપવું પડશે. સાયકલ ચલાવવાનું અને સાથે સાથે વાતો કરવાનું એ બન્ને કામ એકી સાથે થઈ શકે છે. બીજી વાત એ છે કે અભ્યાસનો પણ પ્રભાવ પડે છે. કેટલીય વખત એવું સાંભળવામાં આવ્યું છે કે કેટલાય પ્રતિભાશાળી માણસો એકી સાથે ત્રણચાર કાગળો લખાવી શકતા હતા. આનું કારણ આ નથી કે દરેક કાગળ ઉપર સરખું

ધ્યાન અપાતુ હોય. આ માટે અભ્યાસ કરવો પડે છે. અને ધીરે ધીરે આવી ટેવ પાડી શકાય છે કે ધ્યાનને વગર પ્રયાસે જલ્દી જલ્દી પરિવર્તિત કરી શકાય. કેટલીય વ્યક્તિઓ માટે આવી ટેવ પાડવી કઠિન છે, અને કેટલાય એવા હોય છે કે ધીરેધીરે અભ્યાસ કરી લે છે.

**ધ્યાનના પ્રતિબંધો.**—આપણે કહી ગયા છીએ કે ધ્યાન ચેતના પ્રવાહમાંથી થોડી વૃત્તિઓ ચૂંટવાની ક્રિયા છે. આપણું મન તે પ્રવાહમાંથી થોડી વાતો-વૃત્તિઓ ચૂંટી લે છે અને આપણે તે વાતો ઉપર ધ્યાન આપવા લાગીએ છીએ. આપણા મનમાં આ ચૂંટવાની શક્તિ છે આ માટે આપણે એવું કરી શકીએ છીએ પરન્તુ પ્રશ્ન આ છે કે મન થોડી વૃત્તિઓને ચૂંટી લે છે અને તેઓને ધ્યાનમાં લાવે છે. પણ બીજી વૃત્તિઓને તે નથી ચૂંટતું. આ જાણવા લાયક વાત છે કે આનું પ્રયોજન કઈ વાતો ઉપર નિર્ભર હોય છે. ચૂંટણી નિયમાનુસાર થવી જોઈએ. આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે મનની ધ્યાન આપવાની ક્રિયા લગભગ એની ઇચ્છા ઉપર નિર્ભર હોય છે. હા. ક્યારે ક્યારે આ પણ બને છે કે થોડી વસ્તુઓ અને વૃત્તિઓ ધ્યાન વગર મનમાં જબરજસ્તીથી ઘૂસી જાય છે.

પહેલાં આપણે મનના પ્રયોજન ઉપર વિચાર કરીશું. ચૂંટણીમાં મનનો શો અભિપ્રાય હોય છે? કારણ કે મનને કોઇ પણ વસ્તુ તરફ દોરનારી પ્રાકૃતિક પ્રવૃત્તિ છે. જે બાજુ પ્રવૃત્તિ લઇ જાય છે તે બાજુ મનને જવું પડે છે. જ્યાં સુધી માણસના મનનો વિકાસ નથી થતો ત્યાં સુધી સરળ પ્રવૃત્તિઓ પણ એના મન ઉપર અધિકાર રાખે છે અને એનું માર્ગદર્શન કરે છે. એ આપણે આગળ જોઈ ગયા છીએ કે પશુ ફક્ત પ્રવૃત્તિઓના બળ ઉપર જ ચાલે છે. કારણ કે આનાથી ઉપર તે પશુઓનો મનોવિકાસ નથી હોતો. શરૂઆતમાં જ્યાં સુધી પરિસ્થિતિનો પ્રભાવ મનુષ્ય ઉપર નથી પડતો, તેનો વ્યવહાર પણ ઉચ્ચ શ્રેણીનો નથી હોતો, પ્રાકૃતિક પ્રવૃત્તિ જ માણસના મનને એક

એવું બળ આપે છે જેને લીધે તે ખાસ વસ્તુઓ ઉપર ધ્યાન આપે છે અને તેઓની સાથે યોગ્ય વ્યવહાર કરે છે. પ્રાકૃતિક પ્રવૃત્તિની વ્યાખ્યાથી જણાય છે કે તે પ્રાણીના મનને થોડી વિશેષ વસ્તુઓ ઉપર ધ્યાન આપવા માટે બાધ્ય કરે છે. આને લીધે ઘણી વસ્તુઓ એવી છે જેમને જોઇને અથવા કોઇ પણ જાતનો અનુભવ કરીને આપણે એના ઉપર ધ્યાન આપીએ છીએ. એક નાના ગોળ દડાને જોઈ બિલાડી તે તરફ આકર્ષાય છે. એને ધ્યાનથી જુએ છે અને હલાવે છે, એમાં એક પ્રાકૃતિક પ્રવૃત્તિ છે કે ફરતી વસ્તુ જોઇને એના ધ્યાનને આકર્ષિત કરે અને એની બાજુ દોડે, જેનો શિકાર કરીને તે ભોજન પ્રાપ્ત કરી શકે છે. આ ધ્યાનનુ એક તદ્દન સરળ રૂપ છે. બાળકના વ્યવહારને જોઈને આ આપણે જાણી શકીએ છીએ કે પ્રાકૃતિક પ્રવૃત્તિ એના મનને કેટલીક વસ્તુઓ ઉપર ધ્યાન આપવા માટે બાધ્ય કરે છે. નાનું બાળક દૂધની શીશી અને સ્તન તરફ વધારે ધ્યાન આપે છે. કારણકે આ એની ભૂખને શાન્ત કરવાની ઇચ્છાને પૂરી પાડવામાં મદદ કરે છે. પછી તે એની આસપાસ હરતા ફરતા લોકો તરફ ધ્યાન આપે છે. કારણ કે તે એની બીજી ઇચ્છાઓને પૂર્ણ કરી શકે છે. એની ઇચ્છાઓ એની પ્રવૃત્તિઓથી જ ઉત્પન્ન થાય છે. મોટો થયા પછી બાળક તે વસ્તુઓ ઉપર ધ્યાન આપે છે. જે એના સ્થાયી ભાવોથી સંબંધ રાખે છે આ ઉમ્મરમાં ઘર, શાળા અને રમત વગેરે વસ્તુઓથી બાળકનો સંબંધ હોય છે અને એનું ધ્યાન આકર્ષિત કરે છે. આવી રીતે મન દ્વારા ધ્યાન આપવામાં પ્રાકૃતિક પ્રવૃત્તિઓ માર્ગદર્શક બને છે અને પછી સ્થાયી ભાવ.

બાળકને રમવામા અને યુવકને રોચક વસ્તુઓ ઉપર ધ્યાન આપવામાં કંઈ વિચારવું પડતું નથી. આ માટે કંઈ પ્રયોગ કરવાની પણ જરૂર પડતી નથી. પણ મન પોતે જ આકર્ષાઈ ને તે બાજુ ધ્યાન આપે છે. વ્યવસાય વગર આપણે આવી જાતનું ધ્યાન આપવા

લાગીએ છીએ આ માટે આને અનૈચ્છિક ધ્યાન કહેવામાં આવે છે. વ્યવસાય વગર જે ધ્યાન આપવામાં આવે તેમાં મનને કોઈ પ્રયાસ નથી કરવો પડતો આ માટે એને કોઇ પણ પ્રકારનો થાક પણ હોતો નથી. અને કોઈ પણ જાતની માનસિક શક્તિનો વ્યય પણ નથી થતો. અનૈચ્છિક ધ્યાન તે બધી વસ્તુઓ ઉપર આપી શકાય છે જે આપણી પ્રત્યક્ષ રુચિમાં હોય. ઘરનાં માણસો ઉપર ધ્યાન આપવામાં, અથવા પોતાની રુચિ અનુકુળ વસ્તુઓના વિષયમાં વિચારવામાં માનસિક થકાવટ નથી હોતી પણ જ્યારે આપણે એવી વસ્તુઓ અને વિચારો ઉપર ધ્યાન આપીએ છીએ જે આપણી રુચિને અનુકુળ નથી. દા. ત. બાળક માટે ગણિત પ્રશ્નો અથવા પાઠ યાદ કરવો અથવા કોઈ લેખ લખવો. ત્યારે આપણામાં માનસિક થકાવટ હોય છે. મન વ્યવસાયનો પૂર્ણ પ્રયોગ કરે છે. આવું ધ્યાન જે પ્રયાસથી લગાડવામાં આવે છે એને ઐચ્છિક ધ્યાન કહેવામાં આવે છે ઘણાંય જીવનોપયોગી કાર્યોમાં માણસને આ ધ્યાન કામમાં લેવું પડે છે નહિ તો જીવનમાં સફળતા પ્રાપ્ત નથી થઈ શકતી. હાં આ આવશ્યકતા કે જેટલા ઉત્તમ સ્થાયી ભાવ માણસમાં શિક્ષણ દ્વારા પ્રાપ્ત થયા હોય, તેટલું જ વધારે અનૈચ્છિક ધ્યાન તે જીવનનાં કર્તવ્યોમાં આપી શકશે અને એને પોતાના મનને થકવવાની જરૂર નહિ પડે. સ્થાયી ભાવ ઉત્પન્ન થવાથી ધ્યાન આપવા માટે પ્રયાસની આવશ્યકતા વધારે પડતી નથી. માણસમાં ધીરે ધીરે શિક્ષણનો આ પ્રભાવ પડતો જાય છે. અને ઐચ્છિક ધ્યાન આપવાના અવસર એની આગળ આવે છે.

આપણે હજુ સુધી જે ધ્યાનના વિષયમાં વિચાર કરી આવ્યા છીએ તે વ્યક્તિગત છે. વ્યક્તિગત મનમાં જે પ્રાકૃતિક અને અર્જિત પ્રવૃત્તિઓ છે તેઓને લીધે તેનું મન વસ્તુઓ બાજુ આકર્ષિત થાય છે અને તેને ધ્યાન આપવું પડે છે. વ્યક્તિગત ધ્યાનનાં કારણો

મનોવૃત્તિઓ હોય છે. અને ધ્યાન આપવું અથવા ન આપવું મનને આધીન હોય છે. ખાસ કરીને ધ્યાન વ્યક્તિગત જ હોય છે. પણ ક્યારે ક્યારે ધ્યાન વિષયાત્મક પણ હોય છે. થોડી વસ્તુઓ જેઓમાં ભૌતિક શક્તિઓ બહુ પ્રબળ હોય છે. પોતાને આપણા ધ્યાનમાં જબરજસ્તી લઈ આવે છે. આવી વસ્તુઓ જેમાં ઘણી તીવ્રજ્યોતિ નીકળતી હોય, અથવા જેમાંથી ઉગ્ર ગન્ધ આવતી હોય, અથવા ભારે અવાજ નીકળતો હોય તો તે આપણા ધ્યાનને જલ્દીથી આકર્ષિત કરી લે છે. આપણી રુચિ આવી વસ્તુને ધ્યાનમાં લાવવું ઇચ્છે અથવા ન ઇચ્છે, અમારી પ્રવૃત્તિઓ તે બાજુ ધ્યાન આપે કે ન આપે તો પણ ઉપર્યુક્ત પ્રકારની વસ્તુ પોતાની પ્રબળતાને લીધે વ્યક્તિના ધ્યાનમાં આવી જાય છે. કોઈ આશ્ચર્યજનક નવી વાત હોય તો તે આપણા ધ્યાનમાં તરત જ આવી જાય છે. કોઈ ઘણી નાની અથવા ઘણી મોટી વસ્તુ હોય તો તેના ઉપર આપણે ધ્યાન આપવા લાગીએ છીએ. બજારમાં ફરતા ફરતા મનુષ્યો ઉપર કોઈ ધ્યાન નથી આપતું. પણ જો કોઈ ગઠિયો માણસ જોવામાં આવે અથવા કોઈ ઘણો મોટો માણસ જોવામાં આવે તો આપણે એના ઉપર અવશ્ય ધ્યાન આપીએ છીએ. ઘણાય દુકાનદારો વિજ્ઞાપન આપવામાં આ વાતનું પૂર્ણ ધ્યાન રાખે છે અને ગ્રાહકોને પોતાની બાજુ આકર્ષિત કરે છે.

હવે આપણે ધ્યાન અને રુચિના સંબંધ ઉપર વિચાર કરીશું અને જોઈશું કે આ સંબંધ થવાથી શિક્ષકને પોતાના કાર્યમાં ક્યાં સફળતા મળી શકે છે. જો આપણે પોતાના બધા વ્યવહારો ઉપર ધ્યાન આપીએ, તો આપણને અનુભવ થશે કે તે અધિકતર એવા છે કે જે કરવામાં આપણી રુચિ હોય છે. થોડા એવા પણ છે કે જેમાં આપણી રુચિ હોતી નથી તો પણ કરવા પડે છે. જ્યારે આપણે આ કહીએ છીએ કે આપણામાં કોઈ કામ કરવાની રુચિ છે તો આનો અર્થ આ હોય છે કે આપણે કોઈ ખાસ પ્રયત્ન કર્યો વગર

તે કામમા આપણને લગાની શકીએ છીએ તે કામમા આપણા મનને લગાડવામા કંઈ પણ ઉદ્યોગ કરવો પડતો નથી બાળક રમકડા ઓની જોડે ઘણી રુચિથી મળે છે ગાનાર માણસ વાજુ ઘણી રુચિથી વગાડે છે ચિત્ર દોરનાર ઘણી રુચિથી રગ ભરી શકે છે પોતાની રુચિથી બાળક, યુવાન, વૃદ્ધ બધા કઈ ને કઇ કામ કરી શકે છે આપણે આ જાણવાની જરૂર છે કે કયા કામ એવા છે કે જે કરવાની આપણામા રુચિ છે, અને કયા એવા છે જેઓમા આપણી રુચિ નથી રુચિને આપણે વિષય અને વ્યક્તિ બે દૃષ્ટિથી જોઈ શકીએ છીએ બાળકોને જ લઇએ તેઓની એક રુચિ તો ઇન્દ્રિયવિષયક પદાર્થમા હોય છે કાઈ નવી ચમત્કાર વસ્તુ હોય કોઈ મધુર ધ્વનિ હોય કોઈ મનોરજક ર્ય એની આગળ હોય તો બાળકોની રુચિ તે બાજુ જશે બાળકની રુચિ ઉત્તેજિત કરવા માટે શિક્ષક ક્યારે ક્યારે આ વાતનો પ્રયોગ કરે છે શિક્ષક શ્યામપટ ઉપર રગીન ચિત્રો દોરીને હાથથી બનાવેલા નમુનાઓ બનાવીને યથાર્થ વસ્તુઓનો ઉપ યોગ બાળકોની રુચિ આકર્ષિત કરવા કરે છે બાળકો માટે કામ રોચ બનાવવાના અભિપ્રાયથી ઇંદ્રિયોને આકર્ષિત કરનાર પદાર્થોનો આની રીતે ક્યારે ક્યારે ઉપયોગ કરવો ખોટો નથી પણ ફક્ત આ વસ્તુઓ ઉપર ભરોસો રાખીને તેઓનો અત્યાધિક ઉપયોગ કરવાથી બાળકનો સ્વભાવ બગડી જાય છે જે રુચિ ઇન્દ્રિય વિષયક પદાર્થોથી ઉત્તેજિત કરી શકાય છે તે સ્થિર નથી હોતી અને બાળકને લાબા સમય સુધી કાર્યમા લીન નથી રાખી શકતી આ રુચિ ક્ષણિક હોય છે કારણ કે આ વિષયાત્મ હોય છે સ્થાયી રુચિ તે જ હોય છે કે જે વ્યક્તિગત હોય આપણે પાછળ કહી આવ્યા છીએ કે પ્રાણીની સૌથી વધારે રુચિ તે વ્યવહારમા જ હોય છે જે પ્રાકૃતિક વૃત્તિથી સબધ રાખે છે અને જેમા એ સ્વાભાવિક રુચિને લીધે દત્તચિત્ત હોય છે, જો આવા રોચક કામોની સાથે બીજા કાર્યોનો સબધ લગાડવામા આવે તો આ બીજા કામ પણ રુચિકર થઇ જાય છે જે

વાતોમાં સ્વાભાવિક રુચિ નથી હોતી તેઓની સાથે સ્વાભાવિક રુચિ-વાળી વાતોનો સંબંધ કરાવી દેવાથી તેઓમાં પણ રુચિ ઉત્પન્ન થઈ જાય છે અને આ રુચિ પણ એવી સ્વભાવિક થઈ જાય છે, જેવી કે પહેલાંના કામમાં, માણસને જો પશુની માફક છોડી દઈએ તો એની રુચિ ફક્ત તે કામોમાં જ લાગશે જે પ્રાકૃતિક પ્રવૃત્તિઓને આધીન છે. પરંતુ ધીરે ધીરે શિક્ષણને લીધે અને પરિસ્થિતિઓનો પ્રભાવ પડવાથી પ્રાકૃતિક શક્તિઓ દબાઈને સ્થાયી ભાવ ઉત્પન્ન થઈ જાય છે. આવી જ રીતે જે પ્રાકૃતિક પ્રવૃત્તિઓની સાથે જે સ્વભાવિક રુચિઓ હોય છે તે બદલીને સ્થાયી ભાવોની સાથેવાળી રુચિઓ બની જાય છે. માણસની સૌથી વધારે રુચિ આત્મવિષયક વાતોમાં હોય છે કે જે થોડા વખતમાં અરોચક માલૂમ પડે છે. પણ જો આ અરોચક વાતોનો સંબંધ માણસોના સ્વાર્થોથી થઈ જાય છે, તો તે પણ અરુચિકર થઇ જાય છે. ઘણાય લોકો રુચિ રાખે છે; પણ જ્યારે આનો સંબંધ 'સ્વ'થી થાય છે ત્યારે એમાં વધારે રુચિ ઉત્પન્ન થાય છે. દરેક સપ્તાહમાં સરકારી ગેઝેટ છપાય છે. પણ સાધારણ રીતે આપણી તેમાં રુચિ હોતી નથી. પણ જ્યારે આપણે પોતે સરકારી નોકર બની જઈએ છીએ ત્યારે એને ઘણી રુચિ અને આનંદથી વાંચીએ છીએ. બાળકને જો કહેવામાં આવે કે રેલ્વેનું સમયપત્રક જુઓ. તો તે પણ રુચિથી નહિ જુએ, પણ જો એને કોઇ મુસાફરી કરવાનું કહેવામાં આવે તો તે રુચિપૂર્વક અધ્યયન કરવામાં લાગે છે. બાળકોને રેલ્વેનું સમયપત્રક જોતાં શીખવાડવું ઘણું જરૂરી છે. આને માટે સૌથી સરસ રીત તો આ છે કે ભૂગોળના પાઠમાં જ્યાં રોચક યાત્રાનું વર્ણન કરવામાં આવતું હોય, ત્યાં એને બાળકોની આગળ રજુ કરી દે. ઉપર લખેલી વાતોથી આ સ્પષ્ટ થઈ ગયું હશે કે રુચિ અને ધ્યાનનો-ઘણો ગાઢ સંબંધ છે. જે કામમાં આપણને રુચિ હોય છે. તેમાં જ આપણે ધ્યાન આપીએ છીએ. જ્યારે આપણે રુચિથી ધ્યાન આપીએ છીએ. ત્યારે આપણા મનનને પરિશ્રમ કરવો

પડતો નથી. જ્યારે આપણે કોઈ પણ કામમા અનૈચ્છિક ધ્યાન આપીએ છીએ ત્યારે આ સ્પષ્ટ છે કે આપણી રુચિ એમાં છે. આપણી રુચિ ક્યા કયા કામોમા હોય છે અને કયા કયા કામોમા હોતી નથી! અરોચક કામોમા કયી રીતે ઉત્પન્ન કરી શકાય છે? વગેરે વાતોનો ઉલ્લેખ આપણે આગળ કરી ચૂકયા છીએ. જો શિક્ષક ઇચ્છે છે કે બાળક ધ્યાન આપે, તો એનું આ કર્તવ્ય છે કે કામ બાળકો માટે રોચક બનાવે. જો આ સ્વાભાવિક રોચકતાથી થઈ શકે છે તો ઠીક છે, નહિ તો ધીરે ધીરે રોચકતા ઉત્પન્ન કરવાની ચેષ્ટા કરવી જોઈએ. એ જેટલું અધિક રુચિથી કામ લેશે તેટલું જ તેમાં તેને અનૈચ્છિક ધ્યાન મળશે, આ કહેવું ખોટું છે કે અનૈચ્છિક ધ્યાન હમેશા મળી શકે છે આવા અવસરો અવસ્ય સામા આવે છે જ્યારે પ્રયાસની જરૂર પડે છે. બાળકને પોતાના વ્યવસાયને કામમા લાવવો પડે છે. અને ઐચ્છિક ધ્યાન આપવું પડે છે.

આપણે રુચિના મહત્ત્વને વધારે ગણીયે છીએ, વર્તમાનકાળના શિક્ષણશાસ્ત્રમાં આનું મહત્ત્વ વધારે મનાય છે, કોઇ શિક્ષક એવો નથી કે જે આ વાત ઉપર મહત્ત્વ ન આપતો હોય કે શાળાના કાર્યમાં બાળકે ધ્યાન આપવું જોઈએ. પણ વર્તમાનકાળમાં સાથે સાથે આ વાત ઉપર પણ જોર આપવામાં આવે છે કે કામ મનોરંજક અને બાળક માટે રોચક હોય. લોકો રુચિના આ આદર્શની સમાલોચના પણ કરે છે. અને કહે છે કે રુચિનું મહત્ત્વ વધારીને મનોવિજ્ઞાનવેત્તાઓએ શિક્ષણશાસ્ત્રને સરલ જ નહિ પરંતુ પોચું (હલકુ) પણ બનાવી દીધું છે. રુચિની પ્રશંસા કરીને બધું કાર્ય એટલુ બધું સરળ કરી દીધુ છે કે બાળકને તે કઠિન કામ કરવા માટે જે એને ભવિષ્યમાં જીવનમાં કરવાં પડશે, નકામા કરી દીધાં છે. એણે કઠિન અને અરોચક કાર્ય કરવાનો અભ્યાસ કરવો જોઈએ. હું તો આ જ કહીશ કે આવા પ્રકારના સમાલોચકો રુચિનો અર્થ સમજવાના નથી, તે રુચિના આ આદર્શના મૂળ સુધી નથી પહોંચ્યા, આપણે

ખાલી તે રુચિ ઉપર જ ભરોસો નથી રાખતા જે ઇન્દ્રિયોના આકર્ષણથી સંબંધ છે, અથવા સ્વાભાવિક રુચિઓ ઉપર વિશ્વાસ નથી રાખતા. જે માત્ર પદાર્થના આનંદ લેવામાં, રમત અને મનોરંજનના કાર્યક્રમોમાં હોય છે. આપણે આપણા બાળકોમા અર્જિત રુચિઓ ઉત્પન્ન કરવા માગીએ છીએ. જે સ્થાયી ભાવોની સાથે ઉત્પન્ન થાય છે અને તે રૂચિઓને, જે માણસને આત્મસન્માનનાં કાર્યો તરફ ઝુકાવે છે, ઉત્પન્ન કરવા માગીએ છીએ. આવા પ્રકારની રુચિનો વિસ્તાર એટલો વધારે છે કે એના દ્વારા કોઈ પણ મનુષ્ય પોતાના મનને પ્રસન્નતા પૂર્વક જીવનનાં કઠિન કાર્યોમા લગાવીને તે ઉપર પૂર્ણ ધ્યાન આપી શકે છે.

×

## ૯—વિચાર સંબંધ અને યાદશકિત

માનસિક વ્યવહારના એક મુખ્ય વ્યાપારના વિષયમાં આપણે વિચાર કરી ચૂકયા છીએ. આ વ્યાપાર ચેતના પ્રવાહમાથી થોડી વૃત્તિઓને ધ્યાનમાં રાખવા માટે વ્યવહાર કરે છે. મન થોડા બીજા પ્રકારના વ્યાપારો પણ કરી શકે છે. એમાંથી એક આસક્તિ (ધૂન) છે. મનમાં સમજ સંબંધ બનાવવાની શક્તિ છે. આ શક્તિની મદદથી જેટલા ભાવ અને વિચાર મનમાં આવે છે અને જે પહેલેથી તેઓમાં હોય છે તેઓનો માહેમાંહે સંબંધ થઈ જવાને લીધે નિર્માણ કરી શકાય છે. જો મનમાં વિચારોનું નિર્માણ કરવાની શક્તિ ન હોય તો વિચાર અને ભાવ બિલકુલ વગર ઉપાયે મનમાં પેસી જતા અને ત્યાં અવ્યવસ્ત થઈને પડયા રહેતા. આનું પરિણામ આ થાત કે માણસ પણ બધી વાતો હાથપગ વગરની કરત. જેટલા વિચારો બહારથી મનમાં આવે છે. તેઓને મન એક ક્રમથી-ગ્રહણ કરે છે અને પછી તેઓને જુના વિચારો સાથે ક્રમથી વિધિપૂર્વક સજાવે છે જે એમાં

પહેલેથી જ વર્તમાન હોય છે. મનના આ વ્યવહારને વિચારસંબંધ કહેવાય છે.

વિચારસંબંધ મનોવિજ્ઞાનમા કોઈ નવી વાત નથી. આ વસ્તુ ઉપર પ્રાચીન કાળથી ઘણો વિચાર કરવામાં આવ્યો છે. આનું પરિણામ એટલે સુધી થયું કે મધ્યકાલીન સમયમાં તો આખું મનોવિજ્ઞાન આ વિચાર સંબધના નિયમો ઉપર નિર્ભર સમજવામાં આવતું તે વખતના મનોવિજ્ઞાનવેત્તા જેવી રીતે મીલ, સ્પેન્સર, બ્રાઉન, વગેરે આને જ આખા માનસિક વ્યાપારનું મુખ્ય કારણ સમજતા હતા. આખો વ્યવહાર સદિગ્ધ પ્રત્યક્ષ જ્ઞાનથી લઇને સ્મૃતિ, તર્ક વગેરે સુધી બધા આ આધાર ઉપર જ સમજવામાં આવતા હતા. વર્તમાન કાળમા વિચારસંબંધનું મહત્ત્વ ઓછું નથી. પણ આને આ રૂપમા મૌલિક સમજવામાં નથી આવતું. માનસિક વ્યાપારનું એક રૂપ આ પણ છે. મનના મુખ્ય વ્યાપારોમાં એક મુખ્ય વ્યાપાર વ્યવહાર છે. બીજો આસક્તિ (ધૂન) અને ત્રીજો, જેના ઉપર આપણે હવે વિચાર કરીશું તે શાશ્વત છે.

સાધારણ રીતે આપણે આ જાણીએ છીએ કે કોઈપણ અનુભવ આપણને આ માટે બીજી વખત યાદ આવે છે. તે એનો આપણા વિચારો સાથે થોડો ઘણો સંબધ છે. ગામમાં એક ગાલ્લાના પૈડાંમાં એક સ્ત્રીનો પગ કચરાઈ ગયો હતો. તો આ સંભવ છે કે ગામમાં તે જ્યાએ ગાલ્લું જોવામાં આવે તો તે વાતનું બીજી વખતે સ્મરણ થાય છે. અને પગ કચરાવાની દુર્ઘટના યાદ આવી જાય છે. જો કોઈપણ ઘટનાના વિષયમાં વિચાર સંબધ પ્રબળ છે તો તે સ્પષ્ટ રૂપમાં સ્મરણમાં આવી જશે. અને જો વિચારસંબંધ નિર્બળ છે તો તે થોડું થોડું જ સ્મરણમાં આવશે. અને સ્પષ્ટ રીતે આખી ઘટના યાદ નહિ આવે, આ સંબંધમાં એક વાત આપણે યાદ રાખવાની છે કે જ્યારે કોઈપણ અનુભવ બીજી વખત થાય છે, તો મન

આગળ પહેલાંની ઘટનાની પ્રતિમા આવી જાય છે. પહેલો અનુભવ જેટલો પ્રબળ કે નિર્બળ હોય છે તે મુજબ સ્પષ્ટ અને ઝાંખી પ્રતિમાઓ મનની આગળ રજૂ થાય છે. જો ગાડાથી પગ કચરાવાની દુર્ઘટના આપણે ખૂબ ધ્યાનથી જોઈ હોય તો એની સ્મરણ પ્રતિમાઓ સ્પષ્ટ થશે. અને જો આ ઘટના આપણે આમ જ જોઈ હોય તો તેવી જ અસ્પષ્ટ પ્રતિમા આપણી સામે આવશે, જો આપણે જૂના અનુભવોને યાદ કરીએ તો તે પ્રતિમા આપણી આગળ આવે છે કે નહિ. આપણે વિચારવું પડશે અને અનુભવોનું વિશ્લેષણ કરવું પડશે. જો આપણે આવી કોઇ પ્રતિમાના વિષયમાં વિચાર કરીએ તો આપણે જાણી શકીશું કે પ્રતિમા જુના અનુભવથી ઘણી મળે છે. ફક્ત એટલુંજ નથી, પણ જ્યારે સ્મરણ આવે છે ત્યારે મન જુના અનુભવોને બીજી વખત અનુભવવા લાગે છે. જેવો હોય તો મન આગળ એ ટનટનટનની ધ્વનિ સાંભળી શકાય છે. ધ્યાન લગાડીને આપણે પ્રતિમાની કલ્પના કરી શકીએ છીએ.

પ્રતિમાઓ કેટલાય પ્રકારની હોય છે. જુદી જુદી વ્યક્તિઓની કલ્પનાશક્તિ જુદી જુદી પ્રકારની પ્રતિમાઓ માટે જ નથી હોતી. કારણ કે કોઇમાં એક વસ્તુ તીવ્ર હોય, ને કોઈમાં બીજી સાધારણ રૂપથી પ્રતિમાઓ સાંભળવાની, સૂંઘવાની, જોવાની, અડકવાની, ચાખવાની થઈ શકે છે. જે અનુભવ સાંભળીને પ્રાપ્ત કરવામાં આવ્યો હોય, જેવી રીતે શાળાના ઘંટનો ટનટનટન ધ્વનિ, અથવા રેલની સીટીનો અવાજ. આની સાંભળવાની પ્રતિમા બનશે. સૂંઘવાના પ્રાપ્ત અનુભવની, જેવી રીતે ગુલાબ અથવા ચંપાની સુગંધ, અથવા નળીના દુર્ગન્ધની પ્રતિમા મનને, દષ્ટિદ્વારા જે અનુભવ પ્રાપ્ત થયો હોય, એને માટે જોવાની પ્રતિમા બનશે. ખાસ કરીને ઘણાય અનુભવ જોવાથી જ થાય છે. અને ઘણું કરીને બધાય માણસોમાં જોવાની પ્રતિમાની કલ્પના તીવ્ર હોય છે. કોઈ ઘર અથવા વાડી જોઈ હોય તો આંખ મીચીને એને સામે લાવી શકીએ છીએ. અડકવાની અને

૨. પોતાની આંખ બંધ કરો. અને એક સીધી રેખાની પ્રતિમા સામે લાવો અને બતાવો કે આ પ્રતિમાની લંબાઈને જ્યારે ધારો ત્યારે નાની મોટી કરી શકો છો કે નહિ

૩. એક દોડતી આગગાડીની પ્રતિમા પોતાના મન આગળ લાવો અને બતાવો કે પ્રતિમા સ્પષ્ટ છે કે ઝાંખી. રેલની સીટીની ધ્વનિ, અને પાટા ઉપર ચાલવાનો અવાજ કાનોમાં સંભળાય છે કે નહિ.

૪. કયારે માથામાં પીડા થઇ હોય તો એની કલ્પના કરો. પીડાના અનુભવને પછી ચેતનામાં લાવો અને પૂછો કે આંખો આગળ બાંધેલા માથાની પ્રતિમા દેખાય છે કે નહિ

આપણે વિચાર સંબંધની વ્યાખ્યા કરતી વખતે કહી ગયા છીએ કે મન આગળ જે વિચારો અને ભાવો હોય છે તે તેઓને એકત્રિત કરી શકે છે. વિચારોમા આ સંબન્ધ નિયમાનુસાર થાય છે. આ નિયમો જાણવાથી શિક્ષકને ઘણો લાભ થાય છે. અને પછી તે નવા વિચારોને યોગ્ય વખતે અને આ નિયમો અનુસાર બાળકોના મન સમક્ષ રજુ કરશે, તો નવા વિચારોનો સંબન્ધ તે વિચારો સાથે, જે મનમાં પહેલેથી હાજર છે. સારી રીતે સ્થાપિત થઇ જશે અને સમય નષ્ટ નહિ થાય. જુના વિચારો સાથે નવા વિચારોનો સંબંધ થવાની ક્રિયાને સહચાર કહેવામા આવે છે. સહચારના ઘણા નિયમો બનાવવામાં આવ્યા છે પણ આપણે ખાલી મુખ્ય નિયમો ઉપર વિચાર કરીશું. આ વાત પણ જાણવા યોગ્ય છે કે વિચાર સંબંધનું બંધન ફકત એક નિયમ ઉપર જ આધારિત નથી. ઘણું કરીને બે અથવા ત્રણ નિયમનો પ્રયોગ એક જ દાખલામાં હોય છે.

૧—*નવીનતા*—બીજી વાતો જો બરાબર હોય તો એક વિચાર

ચાખવાનો પણ પ્રતિમા બને છે. આપણે ખુરસીની ગાદી, જેના ઉપર આપણે બેસીએ છીએ એની કોમળતાની આપણે પ્રતિમા દ્વારા કલ્પના કરી શકીએ છીએ આવી જ રીતે મિઠાઇ, અથવા ખટાઇ કોઈ પણ વસ્તુ આપણે ચાખી હોય, તો એનાથી આપણે ચાખવાની પ્રતિમા બનાવી શકીએ છીએ પ્રતિમાની કલ્પના એક માનસિક ક્રિયા છે દરેક વ્યક્તિની માનસિક શક્તિ એક સરખી નથી હોતી. થોડા માણસો સાંભળવાની પ્રતિમા બનાવવામા તીવ્ર હોય છે તો કેટલાય ચાખવાની પ્રતિમા બનાવવામાં વધારે દક્ષ હોય છે.

માણસની પ્રતિમાની કલ્પના કરવાની તીવ્રતા જાણવા માટે ઘણાય સરળ પ્રયોગો કરવામા આવે છે. જેનાથી આ સમજી શકાય છે કે કયી ઈન્દ્રિયોથી જ્ઞાન પ્રાપ્ત કરેલો અનુભવ માણસોના મનમાં પુષ્ટ રીતે અંકિત થઈ જાય છે. પોતાની કક્ષાના બાળકોના વિષયમાં આ વાત જાણવાથી શિક્ષકને ઘણી મદદ મળી શકે છે. કોઈ પણ નવો શબ્દ અથવા વાત શીખવાડવી હોય તો બાળકોને એનું જ્ઞાન બધી ઇન્દ્રિયો દ્વારા આપવામાં આવે છે. શબ્દની તસવીર (ચિત્ર) બતાવવામા આવે છે એનું ઉચ્ચારણ કરાવવામા આવે છે. અને આ બે વચ્ચેનો સબધ બતાવવામા આવે છે. જેનાથી તે મનમાં અકિત થઇ જાય. જો શિક્ષક આ જાણી શકે કે આપણાં બાળકો જોયેલી વસ્તુની પ્રતિમા સરળતાવી બનાવી શકે છે, પણ સાંભળેલી વાતની એટલી સુગમતાથી નથી બનાવી શકતા, તો સાંભળવાના પ્રયોગો ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. પ્રતિમાની કલ્પનાની યોગ્યતા જાણવા માટે ઘણાય સરળ પ્રયોગો કામમાં લાવી શકાય છે.

૧ વ્યક્તિથી કહો કે બે અથવા પાંચ મિનિટ સુધી તે લાલ-રગની જેટલી વસ્તુઓ ધ્યાનમા લાવી શકે છે તેનું નામ લે. જેવી રીતે લાલ સ્યાહી, કાગળપેટી વગેરે પછી એને તેટલો જ સમય ફરી આપો અને કહો કે જે વસ્તુઓ મીઠી ચાખવાની હોય. તેના નામ બતાવો

૨. પોતાની આંખ બંધ કરો. અને એક સીધી રેખાનો પ્રતિમા સામે લાવો અને બતાવો કે આ પ્રતિમાની લંબાઈને જ્યારે ધારો ત્યારે નાની મોટી કરી શકો છો કે નહિ.

૩. એક દોડતી આગગાડીની પ્રતિમા પોતાના મન આગળ લાવો અને બતાવો કે પ્રતિમા સ્પષ્ટ છે કે ઝાખી. રેલની સીટીની ધ્વનિ, અને પાટા ઉપર ચાલવાનો અવાજ કાનોમાં સંભળાય છે કે નહિ.

૪. કયારે માથામાં પીડા થઇ હોય તો એની કલ્પના કરો. પીડાના અનુભવને પછી ચેતનામાં લાવો અને પૂછો કે આંખો આગળ બાંધેલા માથાની પ્રતિમા દેખાય છે કે નહિ.

આપણે વિચાર સંબંધની વ્યાખ્યા કરતી વખતે કહી ગયા છીએ કે મન આગળ જે વિચારો અને ભાવો હોય છે તે તેઓને એકત્રિત કરી શકે છે. વિચારોમાં આ સંબન્ધ નિયમાનુસાર થાય છે. આ નિયમો જાણવાથી શિક્ષકને ઘણો લાભ થાય છે. અને પછી તે નવા વિચારોને યોગ્ય વખતે અને આ નિયમો અનુસાર બાળકોના મન સમક્ષ રજુ કરશે, તો નવા વિચારોનો સંબન્ધ તે વિચારો સાથે, જે મનમાં પહેલેથી હાજર છે. સારી રીતે સ્થાપિત થઇ જશે અને સમય નષ્ટ નહિ થાય. જુના વિચારો સાથે નવા વિચારોનો સંબંધ થવાની ક્રિયાને સહચાર કહેવામાં આવે છે. સહચારના ઘણા નિયમો બનાવવામાં આવ્યા છે પણ આપણે ખાલી મુખ્ય નિયમો ઉપર વિચાર કરીશું. આ વાત પણ જાણવા યોગ્ય છે કે વિચાર સંબંધનું બંધન ફકત એક નિયમ ઉપર જ આધારિત નથી. ઘણું કરીને બે અથવા ત્રણ નિયમનો પ્રયોગ એક જ દાખલામાં હોય છે.

**૧–નવીનતા**–બીજી વાતો જો બરાબર હોય તો એક વિચાર

ઉપસ્થિત થવાથી બીજા વિચારનું પુનર્જીવન થઈ જાય છે. જેનાથી એનો નવીન સંબંધ સ્થાપિત થયો છે. જો 'ચોપડી' શબ્દ કોઈ વ્યક્તિ આગળ મૂકવામાં આવે તો તે વ્યક્તિના મનમાં ચોપડીનું સ્મરણ તરત જ થઇ જાય છે. કાલીદાસનું નામ લેવાથી તરત જ શકુન્તલાની યાદ આવે છે. પણ જો આપણે તે મેઘદૂત વાચતા હોઈએ અને કોઈ કાળીદાસનુ નામ લે તો નવીનતાને લીધે 'મેઘદૂત' ચોપડીનું નામ આપણા મનમાં ઉપસ્થિત થઇ જશે. કોઈ પણ મિત્રનું નામ લેવાથી ઘણી વખત તે ઘટના યાદ આવી જાય છે. જે થોડા વખત પહેલાં થઈ હોય અને જુની ઘટનાઓનું ધ્યાન વિલમ્બથી થાય છે.

૨–અભ્યાસ—જો લીલો રંગ કોઇ વ્યક્તિ આગળ કહેવામાં આવે તો એના મનમાં ઘાસનું ધ્યાન આવી જાય છે. આનું કારણ આ છે કે ઘાસ એણે ઘણી વખત જોયું છે અને આ અનુભવ કર્યો છે કે એનો રંગ લીલો હોય છે, આ પણ જોવામાં આવ્યું છે કે આદતને લીધે નવીન વિચાર ઉપર એટલું ધ્યાન આપવામાં નથી આવતું જેટલું કે તે વિચાર ઉપર જેનો વારંવાર પ્રયોગ કરવામાં આવે છે. જો કઈ વ્યક્તિઓને ભેગા કરવામાં આવે અને એક જ શબ્દ તે બધા આગળ મૂકવામાં આવે તો દરેક વ્યક્તિના મનમાં જુદા જુદા ભાવો ઉત્પન્ન થશે. લીલો શબ્દ કહેવાથી કેટલાય માણસોને આકાશનું સ્મરણ થશે. કારણ કે તે લોકો એને ધ્યાનપૂર્વક જોવે છે. કેટલાય લોકોને જે સમુદ્રની યાત્રા કરતા હશે તેઓને સમુદ્રનું ભાન થશે. આકાશનું નહિ. જેને જે જે પ્રકારનો અભ્યાસ થઇ જાય છે, અથવા તો જે જેવા પ્રકારનું કામ કરે એના મનમાં તેને અનુકૂળ જ નવા ભાવો પેદા થાય છે. જો શિક્ષક આગળ 'કોષ' શબ્દનું નામ લઇએ તો અમરકોષ, નાલન્દા શબ્દકોષ ધ્યાનમાં આવશે. તે જ કોષનું નામ જો કોઈ વાણિયા આગળ લેવામાં આવે તો તેને પોતાના ખજાનાની યાદ આવશે. નહિ કે અમરકોષનું.

અભ્યાસને મળતો એક નિયમ રુચિનો પણ માનવામાં આવશે. કેટલાયં વિદ્વાનો આ બેને જુદાં જુદાં માને છે. અને થોડા વિદ્વાનો મત છે કે એમાં કોઈ મૌલિક ભેદ નથી. આવા લોકોનું કથન આ છે કે જે કોઇ વ્યવહારમાં રુચિ હોય છે તો માણસ તે વ્યવહારને વરંવાર કરવાની ચેષ્ટા કરશે. અને એના બધા વિચાર સંબન્ધો તે માર્ગમાં બને છે. માની લઈએ કે કોઈ વ્યક્તિને મનોવિજ્ઞાનમાં રુચિ છે તો એને સદા મનોવિજ્ઞાનમાં જ રુચિ રહેશે. ચોપડી શબ્દનું નામ લેવાથી એનાથી એના મનમાં કોઈ પણ મનોવિજ્ઞાનની ચોપડીનું સ્મરણ થશે, બીજા વિષયોની ચોપડીનું સ્મરણ તેને નહિ થાય.

**૩–પ્રથમતા**—કોઈ પણ વિચાર ઉપસ્થિત થવાથી તે વિચારો જેનાથી એનો પહેલેથી જ સંબંધ બંધાયેલો હોય છે. બીજી વખત ઉપસ્થિત થાય છે. સૌથી પહેલાં અસર અને વિચારસંબંધ ઘણો પુષ્ટ હોય છે. કોઈ પણ નવી વાતનો અભ્યાસ કરવામાં આવે તો એમાં જે સર્વ પ્રથમ ક્રિયા હોય છે. તે ધ્યાનમાં પુષ્ટ થઇ જાય છે. આપણે જોઈએ છીએ કે કવિતાની પ્રથમ લીટી સરળતાથી યાદ થઈ જાય છે બીજી નથી થતી. કોઈ પણ વ્યક્તિના વિષયમાં પહેલાં જ જ્ઞાન હોય છે. તેની અસર બહુ ઊંડી હોય છે.

**૪–પ્રબળતા**—કોઈ પણ અનુભવમાં જે ભાવ ઘણી પ્રબળતાની સાથે આવે છે તે ભાવ ફરી ફરીને ઘણી સરળતાથી આવી શકે છે. તેનો પ્રભાવ ચિત્ત ઉપર એટલો ગંભીર પડે છે કે એના આગળ એના પ્રતિસ્પર્ધી ભાવોને પ્રભાવ નાખવાનો અવસર નથી પડતો. બચપણની વાતો એટલી પ્રબળતાથી મન ઉપર અસર કરે છે કે તેઓને ઘણી સ્પષ્ટ રીતે સ્મરણ થઈ જાય છે. એક ભયંકર કાળો કૂતરો એક બાળકના મિત્રને જોરથી કરડ્યો, લોહી ખૂબ નીકળ્યું, બાળકને તાવ આવ્યો. એને ઘણાં કષ્ટ સહન કરવાં પડ્યાં.

બાળકના મનમા આ ઘટના એટલા પ્રબળ રૂપથી અસર કરે છે કે કોઈ પણ કાળા કૂતરાને સડક ઉપર જોઈને પોતાના મિત્રને કરડનાનું અને એના કષ્ટનું સ્મરણ તરત જ થઇ જાય છે. જો બાળકના મન ઉપર આ ઘટનાના પ્રવાહની પ્રબળતા ઘણી વધારે હોય તો કૂતરા પ્રત્યે બાળકો બચપણની પ્રબળ ઘૃણા પણ પેદા થઈ જાય ઘણાય બાળકો બચપણનો પ્રબળ ઘટનાને લીધે ઘણી વસ્તુઓથી ડરવા લાગે છે અને ઘણી વસ્તુઓથી પ્રેમ કરવા લાગે છે.

વિચાર સંબન્ધના બે નિયમ માનવામાં આવે છે. એક અખંડતાનો નિયમ અને બીજો સમાનતાનો નિયમ કહેવાય છે.

**૧. સમાનતા** – " બે અનુભવો જ્યારે એક સમાન હોય છે ત્યારે તેઓમા સમ્બન્ધ સરળતાથી બની જાય છે એકનું ધ્યાન આવવાથી બીજાનું ધ્યાન સરળતાથી આવી જાય છે. રામલાલ અને શ્યામલાલ બન્નેની આકૃતિ એક જેવી છે. તેમને વર્ગમા જોવાથી વિચાર સમ્બન્ધ બની ગયો છે. શિક્ષકને જ્યારે રામલાલનું સ્મરણ થાય છે ત્યારે શ્યામલાલનુ પણ સ્મરણ થઈ જાય છે આપણા મનમા પણ જુદા જુદા વિચારોનો પ્રવાહ ચાલતો રહે છે, તેમા પણ આજ નિયમનો પ્રભાવ જોવામા આવે છે, જ્યારે એક વસ્તુ ઉપર ધ્યાન જાય છે ત્યારે એનાથી મળતી બીજી વસ્તુઓ ઉપર પણ ધ્યાન પહોંચી જાય છે.

બે પ્રકારના વિચારો ઉપર લાગુ થાય છે: એક જાન નીકળે છે. એમાં સર્વપ્રથમ ઘોડેસ્વારો છે એની પાછળ એક હાથી છે. પછી ચાર ઘોડાગાડીઓ છે. પછી એક પાલખી છે. વગેરે વગેરે તો જોનાર મનુષ્યના મનમાં આગળવાળી વસ્તુની સાથે એની પાછળ વળી વસ્તુનો સંબંધ જોડાઈ જાય છે. ઘોડાગાડી ધ્યાનમાં આવવાથી એનો આગળનો હાથી અને પાછળથી પાલખી ધ્યાનમાં આવી જાય છે. જ્યારે કોઇ કણ્ઠસ્થ કરેલી કવિતા બીજી વાર બોલવામાં આવે તો પહેલું પદ બોલવાથી બીજાનું સ્મરણ થઈ જાય છે. જ્યારે ગોખેલા આંકના ઘડિયા બોલવામાં આવે ત્યારે એક કડી બોલવાથી આગળની કડી યાદ આવી જાય છે.

મેં એટલા નિયમોનો ઉલ્લેખ કર્યો છે. પણ મનોવૃત્તિઓનો મામલો એટલો મિશ્રિત અને ગૂંચવણ ભરેલો છે કે વિચારસંબંધમાં કયી વખતે કયો નિયમ પ્રયુક્ત કરવામાં આવ્યો આ વાતનો નિશ્ચય કરવો ઘણોજ કઠિન છે, મન હમેશા એક જ નિયમનો પ્રયોગ કરતું નથી. એક જ વિચાર કેટલીય વાર ભિન્ન ભિન્ન નિયમોથી ભિન્ન પુરુષોમાં જુદા જુદા રૂપમાં થઈ શકે છે. એટલી સ્વતંત્રતા હોવા છતાં પણ ઉપર બતાવેલા સાધારણ નિયમોનું પાલન અવશ્ય હોય છે. શિક્ષકને આ નિયમોને અનુસરીને કાર્ય કરવાથી શિક્ષણના કાર્યમાં ઘણી સફળતા મળે છે, નવીન વિદ્યા શીખવામાં જુના ભાવો સાથે નવા ભાવો મેળવવામાં આવે છે અર્થાત્ તેઓમાં સંબંધ ઉત્પન્ન કરવામાં આવે છે. જ્ઞાતની સાથે સાથે અજ્ઞાતનો થોડો થોડો સંબંધ સ્થાપિત કરવાથી અજ્ઞાત પણ જ્ઞાન થઈ જાય છે.

મનના વ્યાપાર વિષયમાં આપણે પછી વિચાર કરીશું. મનની બે શક્તિઓની વ્યાખ્યા થઈ ચૂકી છે વ્યવહાર જેના બળથી મન વૃત્તિઓને પસંદ કરે છે અને ધ્યાનમાં રાખે છે, એને આસક્તિ જેની

મદદથી તે વૃત્તિઓ અને વિચાર જે મનમાં પ્રવેશ કરે છે, અવ્યવસ્થિત રૂપથી નથી ફરતા પરન્તુ તેઓનો સંબંધ મનના વિચારોથી નિયમાનુસાર બંધાઈ જાય છે, એક બીજી શક્તિ પણ મનમાં હોય છે આ બધામા મુખ્ય માણસના મનમા આ ન હોય તો માણસ આ સંસારમા કંઈ કામ કરી શકતો નથી આ શક્તિ શાશ્વત છે જે કંઈ અનુભવ મનને કોઈ પણ માર્ગદ્વારા થાય છે તે મન ઉપર થોડો ઘણો પ્રભાવ અવશ્ય છોડી જાય છે અને મન તે પ્રભાવની રક્ષા કરવાની ચેષ્ટા કરે છે મનની આ શાશ્વત શક્તિને લીધે આપણે કહી શકીએ છીએ કે આપણા મનમા એક પ્રકારનો ભંડાર છે. અને આપણે થોડી માનસિક સંપત્તિ રાખીએ છીએ જ્યારે જરૂર હોય છે ત્યારે એનું સ્મરણ કરીએ છીએ, ભાવો અને વિચારોને બોલાવીએ છીએ અને પોતાના વ્યવહારોમાં સફળતા પ્રાપ્ત કરીએ છીએ, જો આપણે પોતાના અનુભવોના પ્રભાવને સ્થિર અને સંચિત ન રાખી શકતા, તો આપણી પાસે કાંઈ માનસિક પૂંજી પણ ન હોત આપણને કોઈ પણ નવા કાર્યમા માનસિક સહાયતા ન મળત આ શાશ્વત શક્તિને સ્મરણશક્તિ પણ કહેવામાં આવે છે, સ્મરણશક્તિનું જ્ઞાન ઘણું પ્રાચીન છે જુના અને વર્તમાન મનોવિજ્ઞાનમાં આ શક્તિના વિવરણમા થોડા મતભેદ છે જે જાણવા આવશ્યક છે આ મતભેદ થોડા મૌલિક સિદ્ધાન્તોમાં ભેદ થવાને લીધે છે આ મતભેદ આ વાત ઉપર છે કે અનુભવનું રક્ષણ કેવી રીતે હોય છે. જૂનો વિચાર આ છે કે જે કંઈ અનુભવ એક વખતમા થાય છે તે એવો ને એવો મનના ભંડારમાં જમા થઈ શકે છે આપણા સંચિત વિચાર ભાવ અને પ્રત્યક્ષ જ્ઞાન આ બધા વસ્તુઓ જેવા છે. જે મનમા એકત્રિત કરવામા આવે છે, જેવી રીતે આપણે બેંકમા જમા કરેલા પૈસામાથી પૈસા કાઢી શકીએ છીએ, અને વળી જમા કરી શકીએ તેવી જ રીતે વિચારસંપત્તિમાથી વિચારો કાઢી શકીએ છીએ અને જમા કરી શકીએ છીએ, આનો અર્થ આ છે કે મનને ભંડાર

માનવો પડે છે, અનુભવોને સ્થિર વસ્તુ સમજવી પડે છે. આ સિદ્ધાન્ત અનુસાર અનુભવો વિચાર સંપત્તિમાંથી કાઢીને પ્રત્યક્ષ મૂકી શકાય છે, પણ અસલી વાત આ છે કે વિચારભાવ અને સંદિગ્ધ પ્રત્યક્ષજ્ઞાન કોઈ સ્થિર વસ્તુઓ નથી. તે તત્ત્વ નથી તે વૃત્તિઓ છે, જે ઉત્પન્ન થાય છે અને ચાલી જાય છે, કોઈ પણ વૃત્તિ પ્રત્યેક વાતમાં કોઈ પણ બીજી વૃત્તિ સમાન નથી થઈ શકતી. જો આપણે કોઈ પણ વસ્તુના વિષયમાં બે વખત સંદિગ્ધ પ્રત્યક્ષજ્ઞાન પ્રાપ્ત કરીએ તો તે એક જેવા નથી થઈ શકતા. અનુભવ ક્યારે સ્થિર નથી થઈ શકતા. આ માટે તેઓનું ભંડારમાં જમા થવું મિથ્યા છે. તે મન ઉપર અવસ્ય પ્રભાવ પાડે છે. અને અનુભવ થઈ ગયા પછી મનમાં જે વસ્તુની વૃદ્ધિ થાય છે. તે ફક્ત આ પ્રભાવ જ છે, આ પ્રભાવ એક બાજુ ભૌતિક મસ્તિષ્ક ઉપર પડે છે અને બીજી બાજુ કોમળ મન ઉપર પડે છે. મસ્તિષ્ક અને મન બન્નેમાં પરિવર્તન થઈ જાય છે. મન આ પ્રભાવનું રક્ષણ યા સંચય કરે છે જ્યારે આપણે આ કહીએ છીએ કે મનમાં શાશ્વત શક્તિ છે ત્યારે આપણે આ સમજીએ છીએ કે તે આ પ્રભાવનું રક્ષણ કરી શકે છે. અને જુના અનુભવોને જેવા ને તેવા જમા નથી રાખતો. હા, આપણે આ અવસ્ય માનીએ છીએ કે કોઈ અનુભવ નથી હોતો કે જે કંઇ ને કંઇ પ્રભાવ આપણી પાસે છોડી જતો ન હોય. પ્રભાવ ગમે તેટલો હલકો અને દુર્બળ કેમ ન હોય મનમાં કંઈ ને કંઈ પરિવર્તન અવસ્ય કરે છે. કોઈ પણ જ્ઞાન નિરર્થક જતું નથી, આ માટે શિક્ષકે આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે તે બાળકોને ખોટા જ્ઞાનથી દૂર રાખે. અને જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી તેમની આગળ ઉત્તમ વ્યવહાર જ ઉપસ્થિત કરે. નહિ તો તેના ઉપર ખોટી વાતોનો પ્રભાવ અવસ્ય પડશે.

આ સ્મરણ સાથે શક્તિ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આ શક્તિના નવા અને જુના અર્થને પણ સ્પષ્ટ કરવો જોઈએ. શક્તિ શબ્દનો અર્થ શબ્દકોષ ફરી નથી ગયો. પણ સ્મરણશક્તિ

વાંકયમાં શક્તિ શબ્દ કામમા લેતી વખતે આપણે જે પહેલાં સમજતા હતા તે હવે નથી સમજતા. પહેલાં આ સમજવામા આવતું હતું કે સ્મૃતિ એક શક્તિ છે જે જુની વાત આપણી સામે લાવે છે. જો આ જ હોય તો આનો અર્થ આ જ થયો કે જે વાતોની જરૂર આપણને સૌથી વધારે છે, તે વગર પ્રયાસે આપણા મન આગળ આવી જઇ જોઈએ. અને આ પણ થવું જોઇએ કે એક પ્રકારની વિદ્યા શિખવવામા સ્મૃતિમા એવું બળ આવી જાય કે બીજા પ્રકારની વિદ્યા શીખવામાં સુવિદ્યા હોય. પણ આપણે આ અનુભવીએ છીએ કે જો કોઇ એક વિષયમાં સારો છે કે જુની વાતોને સરળતાથી યાદ કરી શકે છે. પણ તે બીજા વિષયમાં એવું નથી કરી શકતો, આવા વ્યક્તિઓ મલ્યા છે કે જેઓ ગણિતશાસ્ત્રમાં પારંગત છે તેઓને ગણિત આવડે છે. તેઓ ઇતિહાસમા અનભિજ્ઞ છે. તેઓને ઇતિહાસ યાદ નથી થતો. મુખ્ય વાત તો આ છે કે સ્મૃતિ કોઇ સર્વગત શક્તિ નથી. પણ તે એક માનસિક ક્રિયા છે અને એનું કામ વિચારશ્રેણી ઉપર નિર્ભર છે. જેની વિચારશ્રેણી ગણિતશાસ્ત્રના સિદ્ધાન્તોથી ભરેલી છે, એને ઇતિહાસ શીખવામાં ગણિતશાસ્ત્રથી કોઇ વિશેષ મદદ લેવી પડતી નથી. ઈતિહાસ શીખવા માટે એક બીજી વિચારશ્રેણી બનાવવી પડે છે. આ સંબંધમાં હવે આ મત છે કે સ્મરણશક્તિ એક સર્વજ્ઞાન-નિષ્ઠ સાધારણ શક્તિ ન થઈને અનેક શક્તિઓનો સમૂહ કહી શકાય છે. ત્યાં પણ શક્તિઓનો પ્રયોગ કરતી વખતે આપણે આ વાત ઉપર જોર દઇશું કે સ્મૃતિ માનસિક ક્રિયા છે. એક વિચાર-શ્રેણીની સ્મૃતિશક્તિઓમાં ઉન્નતિ થવાથી બધી વિચારશ્રેણીઓની સ્મૃતિશક્તિમા ઉન્નતિ નથી થતી. એક વિચારશ્રેણીની યોગ્યતા, બીજી વિચારશ્રેણી શીખવામાં એટલી જ મદદ કરી શકે છે જેટલો સંબંધ એ વિચારશ્રેણીમાં હોય છે.

સ્મૃતિના વિષયમાં વર્તમાન કાળમાં ઘણાય પ્રયોગો કરવામાં આવ્યા છે. મનોવિજ્ઞાનમાં ભાગ્યે જ કોઈ એવો વિષય હોય, જેની

પરીક્ષા કરવા માટે મનોવિજ્ઞાનવેત્તાઓએ પોતાનું ધ્યાન ન આપ્યું હોય. સ્મૃતિની પરીક્ષાઓમાં સમય અને ધ્યાન બે ખૂબ લાગે છે તો પણ તેઓએ આ વિષયમાં રુચિપૂર્વક પરીક્ષાઓ કરી છે. થોડી નીચે લખેલી વાતો ઉપર વિશેષ રીતે કામ કરવામાં આવ્યું છે.

૧. સ્મૃતિનો વિસ્તાર, ૨. સ્મૃતિ અને વિસ્મૃતિ. ૩. હૃદયસ્થ કરવાની રીતિઓ, ૪. પ્રત્યભિજ્ઞા (સ્મૃતિની મદદથી ઉત્પન્ન થનાર જ્ઞાન) અને પુનરુદ્ભવન (ફરીથી મનમા ઉત્પન્ન થનારી કલ્પના) ૫. સ્મૃતિ અને અભ્યાસ હવે આપણે તે પ્રયોગો વિષે વિચાર કરીશું. જે શિક્ષકના કાર્ય ઉપર પ્રકાશ નાખી શકે છે.

સ્મૃતિનાં બે રૂપ માનવામા આવ્યા છે. એક તો નિરન્તર સ્મૃતિ અને બીજી સ્થિર સ્મૃતિ થોડા પ્રયોગોમા આ બે સ્મૃતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે આ માટે આ ભેદ જાણવો આવશ્યક છે, જે કંઈ યાદ કરવામાં આવ્યું છે તે યા તો તરત જ થઇ જાય છે અથવા થોડો સમય વીત્યા બાદ. જે સ્મૃતિને લીધે આપણે તરત જ યાદ કરી શકીએ તેને નિરન્તર સ્મૃતિ કહીએ છીએ. અને જે વસ્તુને થોડો સમય વીત્યા પછી આપણે યાદ કરી શકીએ છીએ એને સ્થિર સ્મૃતિ કહીએ છીએ. આ થઈ શકે છે કે બે વ્યક્તિઓમા આ બે સ્મૃતિઓની શક્તિમા બહુ ફેર હોય.

**૧–સ્મૃતિનો વિસ્તાર**.—નિરન્તર સ્મૃતિનો વિસ્તાર જ શોધી શકાય છે. સ્મૃતિની ક્રિયાઓમા વ્યક્તિને યાદ કરવા માટે હમેશાં નિરર્થક શબ્દોના ટૂકડા આપવામાં આવે છે. સાર્થક શબ્દો આપવામા આવતા નથી. કારણ કે ઘણીય વિચારશ્રેણીઓ બંધાઈ જવાથી વ્યક્તિ તેઓને તે સંબંધોની સહાયતાથી યાદ કરી લે છે પછી એક વ્યક્તિને બીજાની અપેક્ષા આવું કરવામાં ઓછી અથવા વધારે

સહાયતા મળી શકે છે આ એની સરખામણી નથી કરી શકાતી. આ માટે નિરર્થક શબ્દોનો પ્રયોગ કરવો ઉત્તમ સમજવામા આવે છે. ઘણાય શબ્દના ટૂકડા લઈ લેવામા આવે છે અને આ વ્યક્તિની સામે બોલીને અથવા દેખાડીને ઉપસ્થિત કરવામાં આવે છે. ઘણાય એક વખત ઉપસ્થિત કર્યાં બાદ એને કહેવામા આવે છે કે જેટલા યાદ કર્યા હોય બોલો તે જેટલા વધારે ટૂકડા બોલી શકે છે તેટલો જ તેનો સ્મૃતિ વિસ્તાર વધારે છે નિરન્તર સ્મૃતિ આયુષ્ય સાથે વધતી જાય છે. બાળકની સ્મૃતિ કોઈ પણ વખતે યુવાન કરતા વધારે નથી હોતી. આની વૃદ્ધિ તેર વરસના આયુષ્ય સુધી ધીમે ધીમે થાય છે. તેરથી સોળ વરસ સુધી ઘણી જલ્દી થાય છે. અને પચ્ચીસ વરસ સુધીની અવસ્થામા તે પોતાની ચરમ સીમા ઉપર પહોચી જાય છે. એના પછી થોડો સમય વીત્યા બાદ થોડી ઓછી થવા લાગે છે. શિક્ષકને જાણવા યોગ્ય એક વાત પણ આ છે કે સાત વરસનું બાળક છ અક્ષરોથી વધારે અક્ષરોવાળા શબ્દ સારી રીતે નથી બોલી શકતો. બાળકોને શ્રુતિલેખન લખાવતી વેળાએ આનું ધ્યાન રાખવું જોઇએ. સ્થિર સ્મૃતિમા આપણે યાદ કરતી વખતે વિચાર સંબધ બાધવા પડે છે. જેટલા પ્રબળ આ સંબંધ બધાઇ જાય છે તેટલી જ સરળતાથી અને વધારે વખત સુધી યાદ રહી શકે છે જે નિયમો અને પ્રયોગોથી વિચાર સબધો બધાય છે તેઓનો ઉલ્લેખ આપણે પહેલાં કરી ચૂકયા છીએ

૨. હૃદયસ્થ કરવાની રીતિઓ —શિક્ષકની દૃષ્ટિથી આ વાત જાણવા યોગ્ય છે કે કોઇપણ ગદ્યના ખંડો અથવા કાવ્યને કંઠાગ્ર કરવું હોય તો એને કયી રીતે કરવું જોઇએ. આખી કવિતા યા જેટલો ગદ્ય ખંડ કંઠાગ્ર કરવો હોય, તો એ સમસ્તને કેટલીય વખત દોહરાવીને યાદ કરવી જોઇએ અથવા એના નાના ટૂકડા કરીને એક ટૂકડાને યાદ કરવો જોઈએ. સાધારણ વિશ્વાસ આ છે કે કકડે કકડે યાદ કરવાથી સરળતાથી યાદ થાય છે અને વધારે વખત નથી

લાગતો. પણ પરીક્ષા દ્વારા આ વાત સિદ્ધ થઈ છે કે આ ધારણા ઠીક નથી. આખી કવિતા અને ગદ્ય ખંડને દોહરાવવાથી તે સારી રીતે યાદ થાય છે અને સમય પણ વધારે લાગે છે.

આ જોવામાં આવ્યું છે કે આખી કવિતા લઈને યાદ કરવાની રીતિ ૨૪૦ લીટીઓની કવિતા સુધી જ ઉપયોગી છે.

આ વાતની પરીક્ષા કરવા માટે એક સરળ પ્રયોગ કરી શકાય છે. બે બરાબર કઠિન કવિતાઓ અથવા ગદ્ય ખંડો લેવા જોઈએ. આ વાત જોઈ લેવી જોઈએ કે બેની કઠિનાઈ બરાબર છે. જો એકમાં બહુ કઠિન શબ્દ વધારે હોય અને બીજો બરાબર સરળ હોય તો બેની પરીક્ષા બરાબર થઈ શકતી નથી બેનાં નામ 'ક' અને 'ખ' કવિતા માની લઈએ. ક કવિતાને સંપૂર્ણ રીતિથી યાદ કરો આખી કવિતાને પહેલેથી અંત સુધી વારવાર બોલો અને વિશ્વાસ કરી લો કે કવિતા કણ્ઠસ્થ થઈ ગઈ છે. જેટલી યાદ હોય તેટલી લખી નાખો. જેટલો સમય લાગ્યો હોય તે લખી લો અને જેટલી વખત તેનું આવર્તન કર્યું હોય તે લખી લો. પછી થોડો સમય પોતાના મનને વિશ્રામ આપો. થોડો સમય વીત્યા બાદ 'ખ' કવિતાના ટૂકડા કરીને એકેક ટૂકડાને દોહરાવો. એક ટૂકડાને એટલી બધી વાર દોહરાવો કે હૃદયસ્થ થઈ ગયો છે એવો વિશ્વાસ થઈ જાય. આ પછી બીજા કકડા સાથે પણ આવો જ વ્યવહાર કરો. પછી ત્રીજા સાથે. જ્યારે બધા ટૂકડાઓ હૃદયસ્થ થઇ જાય ત્યારે આખી કવિતાને જ્યાં સુધી યાદ થઈ હોય ત્યાં સુધી લખી લો. જેટલો સમય તે બધામાં લાગે તે અને જેટલી વખત તે કકડાને બોલવો પડયો હોય તે લખી લો. બે કવિતાનો સમય મેળવવાથી અનુભવ થઇ જશે કે એકી સાથે સંપૂર્ણ કવિતા ગોખવાની રીત ઉત્તમ છે.

ટૂકડાવાળી રીતિમાં દરેક ટૂકડાના અન્તને આગળના ટૂકડાના આરંભથી જોડવા માટે વિચાર સંબંધ બાંધવો પડે છે. આમાં સમય

લાગે છે. એ ટૂકડા ન કરવામાં આવે તો આ સંબધ બનાવવાની જરૂર પડતી નથી. લગભગ આ જોવામા આવ્યું છે કે જ્યારે કોઈ પણ બાળક કવિતાને ખંડશ. યાદ કરે છે ત્યારે એક ખંડ બોલ્યા પછી તે અટકી જાય છે. અને જો એને આગળના ખંડનો પહેલો શબ્દ બતાવવામા આવે તો તે ફરીથી બોલવા લાગે છે. વિચાર સંબન્ધ જો પુષ્ટ હોય તો અડકવાની જરૂર પડતી નથી જો એકેક ખંડને જુદો જુદો કરીને યાદ કરવામાં આવે તો આ વિચાર સમ્બન્ધ આરંભ અને અન્તના ભાગમાં બધાય છે. આ વિચાર સમ્બન્ધ સમસ્ત કવિતા યાદ કરવાને સહાયક થવાને બદલે વિઘ્નરૂપ થઈ જાય છે. જો આ તે ટૂકડાના અંતમા અને બીજાના આરંભમાં બંધાય તો લાભ થઈ શકે છે. આ અડચણ સંપૂર્ણ રીતિમાં પડતી નથી. પછી સંપૂર્ણ રીતિમાં સંપૂર્ણ અર્થ પણ વ્યક્તિ આગળ હોય છે, ટૂકડા ટૂકડા કરીને યાદ કરવાની રીતિમાં આ નથી હોતું.

સંપૂર્ણ રીતિ મનોવિજ્ઞાનની દૃષ્ટિએ ઉત્તમ ગણાય છે. પણ આ બાળકોને યાદ કરવામાં પ્રયોગ કરવા માટે થોડી વાતો ઉપર વિચાર કરવો પડે છે. શીખવા અને યાદ કરવામાં શીખનાર અને યાદ કરનારની રૂચિનો પ્રશ્ન પણ વિચારણીય છે. જ્યારે ઘણી મોટી કવિતા અથવા ટૂકડો યાદ કરવાનો હોય છે તો બાળકની રૂચિ વચ્ચે વચ્ચે દૂર થઈ જાય છે તે ધ્યાન નથી આપતો એને માનસિક થકાવટ પણ થાય છે. લાંબુ પહોળું કામ જોઈને બાળક હતાશ બની જાય છે. આ બધી વાતો જાણવા માટે પણ ક્રિયાએ કરવામાં આવી છે. અને એક બે વાતોની જાણકારી થઈ છે. બાર વરસથી ઉપર વર્ષવાળાં બાળકો માટે સપૂર્ણ રીત ઘણી ઉત્તમ છે. બાળક માટે જો વીસ લીટીથી મોટી કવિતા યા ટૂકડો ન હોય તો સંપૂર્ણ રીતે લાભદાયક છે. ગોપાલસ્વામીએ એક મિશ્રિત રીતિ બાળકો માટે બતાવી છે. અને તે મોટે ભાગે ઉપયોગી નીવડી છે. એમાં કવિતાને ટૂકડાઓમાં વહેંચી નાખવામાં આવે છે અને પછી એક ટૂકડાને યાદ

કરવામાં આવે છે. એક ટૂકડા પછી બીજા ટૂકડાને યાદ કરવામાં આવે છે. અને પછી એ ટૂકડાઓને મેળવીને સંપૂર્ણ રીતિથી યાદ કરવામાં આવે છે. પછી ત્રીજા ટૂકડાને જોડવામાં આવે છે. આવી યાદ કરવામાં આવે છે. અને પછી પહેલા, બીજા અને ત્રીજા ટૂકડાને આવી રીતે આગળ વધી શકાય છે. અને આખી કવિતા યાદ થઈ જાય છે. કોઈ પણ રીતિ કામમા લાવીએ. ધ્યાન લગાવ્યા વગર બાળક યાદ નથી કરી શકતો. આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ.

યાદ કરવાના વિષયમાં એક વાત જાણવા યોગ્ય છે અને તે નિશ્ચિત કરવામાં આવી છે. જો માની લઈએ કે આપણે થોડી વાતો યાદ કરવી છે, અને સમય પણ ઓછો નથી તો આગળ આપેલી એમાંથી કયી રીતિ ઉચિત છે એના ઉપર વિચાર કરવો છે. ૧. બધી વાતો એક દિવસ ઘણીય વાર દોહરાવીને યાદ કરી નાખવી ૨. થોડી થોડી દરરોજ દોહરાવીને કેટલાય દિવસો સુધી આ કામ ચાલુ રાખવું. જો સમય ન હોય તો આ કામ એક દિવસમાં જ કરવું પડને, આ બાબત થોડા પ્રયોગો કરવામાં આવ્યા અને જે વસ્તુ યાદ કરવાની હતી તેને એ રીતે યાદ કરવામાં આવી. માની લે કે આઠવાર દોહરાવાથી વાત યાદ થઈ જાય છે પહેલી રીતિ મુજબ આઠ વખત દોહરાવાનું કામ એક જ દિવસમાં કરવામાં આવ્યું. અને બીજી રીતિ અનુસાર ચાર દિવસ સુધી દરરોજ બબ્બેવાર દોહરાવામાં આવી આ રીતે આ વાત આઠવાર દોહરાવવામાં આવી. આ પ્રયોગથી આ અનુભવ થયો કે જ્યારે યાદ કરવાનું કામ કેટલાય દિવસોમાં ફેલાવવામાં આવ્યું તો સારી રીતે અને વધારે યાદ થયું. પરીક્ષાની તૈયારી કરવામાં આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. વધારે વખત ફેલાવીને યાદ કરવામાં થાક ઓછો લાગે છે. વિચાર સમ્બન્ધ પુષ્ટ બની જાય છે. અને જે કંઈ યાદ કરવામાં આવે છે. તેને મનમાં ધીરે ધીરે સ્થિર થવાનો સમય મળે છે.

૩. વિસ્મૃતિ—આપણે જે કંઈ યાદ કરીએ છીએ, શીખીએ છીએ. અથવા અનુભવ કરીએ છીએ. તો એમાંથી ઘણું ખરું સમય વીત્યા પછી ભૂલી જઈએ છીએ સાધારણ દૃષ્ટિએ આ વાત ઘણી હાનિકારક માલૂમ પડે છે. પણ જો વિસ્મૃતિ ન હોત તો કદાચિત આપણા દુખોનો અંત પણ ન હોત સંસારમાં ઘણાય પ્રકારના શોક, દુઃખ હાનિ અપમાન વગેરે દૂર કરવાનો ઉપાય એક વિસ્મૃતિ છે ઘણીય બિનજરૂરી વાતો આપણે ભૂલી જઈએ છીએ જેનાથી આપણને લાભ જ થાય છે. ઘણીય વખત એવુ થાય છે કે આવશ્યક વાતો શીખવા માટે થોડી અનાવશ્યક વાતો વચમાં લાવવી પડે છે. થોડા સમય પછી આ આપણે ભૂલી જઈએ છીએ. જો અનાવશ્યક વાતો આપણે ન ભૂલી જતા હોઈએ તો આવશ્યક વાતો લખતી વખતે અને બતાવતી વખતે આ ઘણીય અનાવશ્યક વાતો વૃથા વચ્ચે આવીને વિઘ્ન કરતી હોય

વિસ્મૃતિના વિષયમા પણ પરીક્ષાઓ કરવામા આવી છે. અને આ શોધી શકાયું છે કે જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ ભૂલવાની ગતિ કમ થતી જાય છે બધા વધારે યાદ કરે છે, તો પણ ભૂલી જાય છે હેબીંગ હાઉસે શોધી કાઢ્યું છે કે જે કંઇ યાદ કરવામાં આવે છે એનો અર્ધો ભાગ પહેલા અર્ધો કલાકમાં ભૂલી જવાય છે. ⅔ આઠ કલાકમાં ભૂલી જવાય છે. અને ⅘ એક મહિનામા ભૂલી જવાય છે. ભૂલવાની આ ગતિ જોઈને દોહરાવાની આવશ્યકતા તરત જ પ્રતીત થાય છે. યાદ કરેલી વાતને થોડા વખત પછી દોહરાવવી જોઇએ કારણ કે તે જ વખતે સૌથી વધારે વિસ્મૃતિ થઇ જાય છે જેટલો સમય યાદ કરવા માટે આપવામાં આવે એનો અર્ધો સમય યાદ કરવા માટે આપવામા આવે.

**૪. સ્મૃતિ અને અભ્યાસ**—અભ્યાસથી સ્મૃતિમા ઉન્નતિ થઈ શકે છે કે નહિ? એનો પ્રભાવ સર્વવ્યાપી છે અથવા કોઈ વિશેષ વિષય જ પડે છે? આ પ્રશ્ન એવો છે કે જેઓનો ઉત્તર શિક્ષક

જાણવા માગે છે. જો અભ્યાસથી સર્વવ્યાપી ઉન્નતિ થઈ શકે છે તો કોઈપણ એક વિષય યાદ કરવાથી બીજા બધા ઉપર એનો પ્રભાવ પડી શકે છે. પણ આપણે સ્મૃતિને સર્વવ્યાપી શકિત નથી માનતા. આ માટે આવું થવું સંભવ નથી. હાં, એક જ પ્રકારના કામમાં અભ્યાસથી સ્મૃતિમાં ઉન્નતિ થાય છે. જો કવિતા યાદ કરવામાં કોઈ વ્યકિતને અભ્યાસ કરાવવામાં આવે તો કવિતા યાદ કરવા માટે એની સ્મૃતિમાં ઉન્નતિ થઈ શકે છે પણ ગણિત યાદ કરવામાં નહિ. આપણે કહી ચૂકયા છીએ કે સ્મૃતિ વિચાર સંબંધ ઉપર નિર્ભર છે. એક વિચાર શ્રેણીની દક્ષતા બીજી વિચારશ્રેણીના શીખવામાં એટલી જ મદદ કરે છે જેટલો સંબંધ એ વિચાર શ્રેણીઓમાં હોય છે. ગણિતશાસ્ત્રીને ઇતિહાસ શીખવામાં તેટલી જ મદદ મળી શકે છે, જેટલો સંબંધ ગણિત અને ઇતિહાસની વિચારશ્રેણીમાં છે.

આ વિષયનું અન્વેષણ કરવા માટે એક પ્રયોગ કરવામાં આવ્યો છે. આ પ્રયોગ શિક્ષક પોતાના વર્ગમાં કરી શકે છે. માની લો કે વર્ગમાં ત્રીસ બાળકો છે. તેમને બરાબરના ત્રણ ભાગોમાં વહેંચી કાઢો, દરેક સમૂહમાં દસ દસ બાળકો થયાં. માનસિક શકિતમાં એક સમૂહના બાળકો બીજા સમૂહવાળા બાળકોની બરાબર થવા જોઈએ. એવું ન કરવું જોઈએ કે વીણીને સારા બાળકો એકમાં અને મૂર્ખ બાળકો બીજામાં કરી દેવામાં આવે. જો સમૂહ વહેંચવામાં મુસ્કેલી પડે તો થોડાક દિવસ સુધી યાદ કરાવવાનું કામ આખા વર્ગ પાસે કરાવવું જોઈએ. અને શોધી લેવું જોઇએ કે કયાં બાળકો સારાં, કયાં મધ્યમ અને કયાં મન્દ બુદ્ધિનાં છે. આ સમૂહોનું નામ ક, ખ, ગ, રાખો 'ક' ખંડને અર્ધો કલાક કવિતા હૃદયસ્થ કરવાનું કામ દરરોજ એક મહિના સુધી આપો. 'ખ' ખંડને દરરોજ અર્ધો કલાક કોઈ ભાષાનો કોષ યાદ કરવાનું કામ મહિના સુધી આપો. અને 'ગ' ખંડને આવું કોઈપણ કામ ન આપો. એક મહિનો વીત્યા પછી આ ત્રણે ખંડોને કંઇ હૃદયસ્થ કરવાનું આપો. ત્રણે ખંડોની પ

તુલના કરવાથી આ અનુભવ થઇ શકે છે કે કોણે કેવું કામ કર્યું છે. અભ્યાસથી જે લાભ થાય છે તે 'ક' અને 'ખ' નું કામ 'ગ' કરતાં વધારે સારૂં થયુ હોવું જોઇએ. જો કવિતા યાદ કરવાનું કામ આપવામા આવશે તો 'ક' ખંડ સૌથી સારૂં કામ કરશે. અને જો યાદ કરવાનુ કામ બિલકુલ નવીન છે અને 'ક' 'ખ' માં પહેલાં અભ્યાસ કરનાર કામની વિચાર શ્રેણીઓમાં અને નવા કામની વિચાર શ્રેણીઓમા થોડી પણ સમાનતા નથી તો 'ક' 'ખ' 'ગ' બધા બરાબર કરી શકે અથવા 'ગ' 'ક' 'ખ' કરતાં સારો હોય. થોડી ઘણી વિચાર શ્રેણીઓમા સમાનતા મળી જાય છે. આ માટે 'ક' અને 'ખ' કંઈક સારૂં કામ કરી શકે છે. આ મહિનામાં બાળકોની શારીરિક અને માનસિક શકિત ઠીક થવી જોઈએ કારણકે ઘણીય મનોવૈજ્ઞાનિક વાતો એવી છે કે જેમનો પ્રભાવ પડી શકે છે. દરેક મનોવૈજ્ઞાનિક ક્રિયા અને પરીક્ષામાં ઘણીય વાતો વચ્ચે આવી જાય છે. જેઓનું ધ્યાન પર્યક્ષકને રાખવું પડે છે. જો આ વાતો ધ્યાનમાં ન રાખવામાં આવે તો વૈજ્ઞાનિક દષ્ટિએ પ્રયોગ બરાબર સમજવામાં નથી આવતો. મનોવૈજ્ઞાનિક ક્રિયાઓ જેટલી દેખાય છે તેટલી સરળ નથી. ઘણીય મુશ્કેલીઓ પ્રયોગ કરતી વખતે વચ્ચે આવી જાય છે. તેઓનો ઉલ્લેખ અહીં કરવો યોગ્ય નથી.

૫. ગોખવું—સ્મૃતિના વિષયમાં વિચાર કરતી વેળાએ ગોખવાનું ધ્યાન બધાની સામે આવે છે. ગોખવાથી ઘણું કરીને આ સમજવામાં આવે છે કે કોઇ વાત સમજ્યા વગર વારંવાર બોલીને કણ્ઠસ્થ કરવી. સમજ્યા વગરની વાતનો માણસ કયારે પણ પ્રયોગ નથી કરતો અને એટલા જ માટે આવી જાતની ગોખવાની ક્રિયાથી કંઇ લાભ નથી. લગભગ આવું જોવામાં આવે છે કે આ પ્રકારથી જે બાળકો પોતાનો પાઠ ગોખી નાખે છે, તે વચ્ચે અટકી જાય છે. અને સમજી વિચારી ને પણ બોલી શકતા નથી. જ્યાં તે અટકી ગયા ત્યાં વાત ખલાસ

થઈ જાય છે, કોઇ પણ વાતને સ્મૃતિમાં રાખવા માટે વિચાર સંબન્ધ બનાવવાની જરૂર પડે છે. જો આ બની ગયા છે તો આ દ્વારા યાદ કરેની વાત ફરીથી બોલી શકાય છે, ગોખવાની સાથે સાથે જો વિચાર સમ્બન્ધ ન હોય તો તે અવશ્ય વૃથા છે. પુનરાવર્તન ભણવામાં જરૂરી છે. એક જ વખત વાંચી લેવાથી વિચારસંબંધ બરાબર પુષ્ટ થઈ શકતા નથી. આ માટે નવી વાતને વારંવાર વાંચવી પડે છે અને જુદા જુદા માર્ગો દ્વારા એને મનમાં પહોંચાડવી પરે છે. સમજીને વિચારીને, ગોખવું એ ખરાબ નથી. અને શિક્ષણશાસ્ત્ર પણ આનો વિરોધ કરતું નથી. પોપટની જેમ ગોખવાથી કોઇ લાભ થતો નથી.

×

## ૧૦—સ્વભાવ અથવા ટેવ.

જો કોઈ વ્યક્તિને પૂછવામાં આવે કે સ્વભાવ શું છે ? તો તે તે વિષયમાં કંઈક ને કંઇક વાત અવસ્ય બતાવશે. સાધારણ રીતે સ્વભાવનો અર્થ બધા જાણે છે. જુદા જુદા આચાર્યોએ પોતાના વિચારો સ્પષ્ટ કરવા માટે આની કેટલીય પરિભાષાઓ આપી છે પણ કોઈ એક પણ પરિભાષા સર્વાંગપૂર્ણ નથી. પણ સ્વભાવના વિષયમાં થોડા વિચારો એવા છે કે જેને બધા સત્ય માને છે. સ્વભાવની શક્તિ મનુષ્યમાત્રમાં હોય છે. કોઈપણ વ્યક્તિ એવો નથી કે જે કહી શકે એમાં કોઇપણ જાતની ટેવ નથી. ભલે તે જ્ઞાન વિષયક ટેવો હોય કે શારીરિક હોય. પછી આ વાત પણ છે કે બધા માણસોની ટેવો એક સમાન નથી હોતી અને બરાબર પણ હોતી નથી આ વાત બધા માને છે કે ટેવો તે શક્તિઓ છે કે જે જન્મથી નથી મળતી, પણ તેઓનું જીવનમા ઉપાર્જન કરવામા આવે છે, થોડી વ્યવહારિક રીતિઓ પ્રાકૃતિક પણ હોય છે. પણ તેઓને આપણે ટેવો નવી કહી શકતા. માણસની પ્રાકૃતિક પ્રવૃત્તિઓ એની ટેવો નથી. માણસ પોતાના જીવનની પરિસ્થિતિમાં રહેવાને લીધે ટેવો ગ્રહણ કરે છે.

સ્વભાવની આ વિશેષતા છે કે કોઈ પણ પ્રકારની ટેવ પડયા પછી વ્યવહાર કરવા માટે પ્રાણીને વિચારવું નથી પડતું. ઉત્તેજના ઉત્પન્ન થવાથી જ તત્કાળ વ્યવહાર થઇ જાય છે. ધારો કે પ્રાણી યંત્ર હોય. સ્વાભાવિક વ્યવહાર શીખવામાં યત્ન કરવો પડે છે. ધ્યાન આપવું પડે છે. વિચાર કરવો પડે છે. એ બની શકે છે કે કેટલીય જગ્યાએ વધારે અથવા કેટલીય જગ્યાએ ઓછું. પણ શીખી ગયા પછી વ્યવહાર યંત્રવત બની જાય છે. જો આપણે આપણા જીવનમાં સાધારણ કામો ઉપર ધ્યાન આપીએ તો આપણને આ ખબર પડશે કે ઘણાંય કામો એવાં હોય છે કે જેઓમાં શ્રમપૂર્વક ધ્યાન આપવાની જરૂર પડતી નથી. ખાવાપીવાનું કામ, કપડાં પહેરવાનું કામ, ઉઠવું, બેસવું, એક બીજાને મળવાની પ્રણાલીઓ, આવી જાતની ઘણીય ટેવો આપણામાં સ્વાભાવિક છે. આ બધા વ્યવહાર દરેક માણસમાં એક સરખા નથી હોતા. બધા શીખવાથી આવે છે. બની શકે છે કે થોડું કામ શીખવાનું ઐચ્છિક હોય અને થોડું અનુકરણથી આવે. એવું પણ બની શકે છે કે શીખવામાં પ્રયાસપૂર્વક કામ આપવું પડ્યું હોય. સાઇકલ ઉપર બેસવાની શરૂઆતમાં કેટલીય તકલીફ પડે છે. ધ્યાનપૂર્વક શરીર સંભાળીને ચઢવું પડે છે. પછી શરીરને ધ્યાનથી સજ્જ રાખવું પડે છે. વગેરે શીખી લીધા પછી તે કષ્ટસાધ્ય કામ પણ યંત્રવત બની જાય છે. મનોવિજ્ઞાનવેત્તાઓમાં જેમ્સે માણસના જીવનમાં ટેવોનું મહત્ત્વ સૌથી વધારે ગણ્યું છે. એનું આ કહેવું છે કે આપણે બધા લોકો આપણી ટેવોના ગુલામ છીએ. તે વધારે હોય છે ત્યારે આપણું ચારિત્ર્ય ટેવોનો સમૂહ માનવામાં આવે છે. જેવી ટેવો માણસમાં પડી જાય છે તે અનુસાર માણસનું જીવન બને છે અથવા બગડી જાય છે. આમાં ઘણું ખરું સાધારણ રૂપથી સત્ય પ્રતીત થાય છે. પણ આ વિચારોની પૂર્ણ સત્યતા ત્યારે જ સમજી શકાય છે, જ્યારે આપણે આ નિશ્ચય કરી લઈએ કે, કયા કયા વ્યવહાર ને ટેવ સમજવા યોગ્ય છે. એક પરિભાષા ઉપર આવી

છે તે મુજબ આપણે તે ક્રિયાઓને સામેલ કરીશું, જે આપણે વગર સમજે વિચારે કરીએ છીએ અને જે હમેશાં એક સમાન જ હોય છે. માની લઇએ કે આપણામાં સારી રીતે બોલવાની ટેવ છે. આપણો આવી ગીને બોલવા માટે કંઈ પ્રયાસ કરવો પડતો નથી. પણ જ્યારે આપણે બોલવાનું કાર્ય કરીએ છીએ ત્યારે આપણે બોલવાનો ઢંગ એક સરખો જ હોય છે. આપણી લીટી પણ ટેવને લીધે હમેશાં એક સરખી હોય છે. કોઈપણ બીજી ભાષાની લીટીનું અનુકરણ કરવાનું કહેવામાં આવે, તો આપણી ટેવ આપણને કંઇ મદદ આપતી નથી. તે નવી લિપિ લખવા માટે આપણે પૂરો પ્રયાસ કરવો પડે છે. ટેવ શબ્દ આપણી બધી પ્રકારની ક્રિયાઓ માટે કામમાં લેવામાં આવે છે. આપણામા સ્વચ્છતાની ટેવ, આજ્ઞાપાલનની ટેવ, સ્પષ્ટ તર્ક કરવાની ટેવ, આ વાક્યોનો બરાબર પ્રયોગ કરીએ છીએ.

જો મૌલિક રીતે સ્વભાવ ઉપર વિચાર કરીએ તો આપણને ખબર પડશે કે જ્યારે કોઈપણ પ્રવૃત્તિ કોઈપણ વિશેષ ઉત્તેજનાથી બરાબર જાગૃત કરવામાં આવે છે. અને જ્યારે તે ઉત્તેજનાનું રૂપ બંધાઈ જાય છે, ત્યારે આપણી પ્રાકૃતિક પ્રવૃત્તિઓની સેવા માટે ટેવો હાજર થાય છે. એક પ્રકારે વિચારીએ તો બાંધેલો વ્યવહાર થવાથી સ્વભાવ માણસની બુદ્ધિથી વિરુદ્ધ હોય છે. માણસનું જ્ઞાન અને બુદ્ધિ એને પોતાના વ્યવહારને નવી અવસ્થાઓને અનુકૂળ બનાવવામાં પ્રોત્સાહન આપે છે. પણ આનાથી વિપરીત ટેવ એના વ્યવહારને સ્થિર અને હમેશાં એક સમાન બનાવી રાખવા માટે અગ્રેસર થાય છે. વ્યવહાર સ્થિર રહેવાને લીધે ટેવો માણસ માટે ઉપયોગી છે. જ્યાં વિચારવાની આવશ્યકતા નથી ત્યા ટેવો પ્રયાસને બિલકુલ ઓછો કરી દે છે. સમયને બચાવે છે અને વિચારશક્તિને ઉત્તમ કામમાં લગાડવામાં બચાવે છે. જો આપણે હરવા ફરવા માટે, ખાવાપી

માટે. અને સારા સ્વભાવિક કાર્યો કરવા માટે વિચારશક્તિ વ્યય કરવી પડે કે જીવન કઠિન અને દુઃખમય થઈ જશે. ટેવો આપણને સારા માર્ગે વગર પ્રયાસે ચાલવા માટે તૈયાર કરે છે. પણ એક જેવી વાત માટે વારંવાર વિચારવામાં સમય નષ્ટ કરવાથી બચાવે છે. આપણા બધા વ્યવહારો અને ક્રિયાઓનું સંચાલન ટેવો દ્વારા થઈ શકે છે. થોડી ટેવો શારીરિક અને થોડી જ્ઞાનવિષયક હોય છે. હરવાફરવાથી માંડીને જેટલા મોટાં મોટા શારીરિક કામો આપણે સમાજમા કરીએ છીએ. અને બોલવાની રીતિથી લઈને ગણિતના પ્રશ્નો શુદ્ધ અને સરળ રીતિથી કરવા સુધી બધાં કામો જે બાળક શાળામા કરી શકે છે, ટેવોથી સબંધીત હોય છે. શાળાનો એક મુખ્ય ઉદ્દેશ્ય આ છે કે બાળકમાં ઉત્તમ ટેવોનું સંગઠન કરે. જેનાથી એનું જીવન સદાચારી અને લાભદાયક હોય. હવે આપણે ટેવોના સંગઠન ઉપર વિચાર કરીશુ.

આપણે કહી ચૂકયા છીએ કે કોઈપણ જ્ઞાન ભલે તે ગમે તેટલું દુર્બળ કેમ ન હોય, મન અને મસ્તિષ્ક ઉપર થોડી ઘણી અસર અવસ્ય મૂકી જાય છે. જ્ઞાન કોઈ દિવસ વ્યર્થ નથી જતું. પ્રાણીને જેટલા અનુભવો થાય છે. તે બધા એના ઉપર પોતાનો થોડો ઘણો પ્રભાવ છોડી જાય છે. માથાની રચના થોડી કોમળ હોય છે, અને જ્ઞાનનો પ્રવાહ જે બાજુએથી વહે છે તે બાજુ માથામાં કોઇને કોઇ ચિન્હ અવસ્ય પડી જાય છે. જ્યારે તે માર્ગથી જ્ઞાનનો પ્રવાહ વારવાર વહે છે તો તે ચિન્હ ગહન અને પાકું બની જાય છે અને તે પછી જ્ઞાન તે બાજુ રહેવાની સભાવના વધારે હોય છે. થોડા વખતમાં જ વ્યવહારનો માર્ગ એવો બંધાઈ જાય છે કે પ્રયાસની જરૂર પડતી નથી. દરેક અનુભવ પોતાની અસર મન ઉપર મૂકી જાય છે. ભલે તે સારો હોય અથવા ખરાબ ખોટા અને સારા વ્યવહાર બન્નેની આદત પડી જાય છે. જો આ સંસાર આદર્શ હોત તો સંભવ હતું કે બાળક આગળ ફક્ત ઉત્તમ અનુભવો જ આવતા અને ધીરે ધીરે તેમાં

સારી ટેવોજ પડતી પણ સંસાર આદર્શ નથી. એમાં સારી ખોટી બધી ટેવો છે. અને બાળક ઉપર સારા અને ખોટા અનુભવો અસર કરતા રહે છે. ઉત્તમ ટેવોનું શીખવું જરૂરી છે. પણ ખરાબ ટેવો જે પડી ગઈ છે. તેને દૂર કરવી પણ જરૂરી છે. શિક્ષકનું કામ એકલી સારી ટેવો પાડવાનું જ નથી પણ ખરાબ ટેવો છોડાવવાનું પણ છે. ટેવ જેટલી જુની થતી જાય છે, તેટલી જ તેને દૂર કરવામાં મુસ્કેલી થતી જાય છે, મસ્તિષ્ક ઉપર જેટલી ઊંડી અસર પડે છે તેટલી જ ટેવ પ્રબળ બનતી જાય છે. પરન્તુ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે મસ્તિષ્ક અને મનની કોમળતા બચપણમાં વધારે હોય છે. જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ મન મજબુત થતું. જાય છે. બચપણમાં નવા અનુભવોનો પ્રભાવ જલ્દી થાય છે. અને જુના પ્રભાવો જલ્દીથી મટડીથી પણ શકાય છે. ઉમ્મર મોટી થયા પછી નવી ટેવ શીખવી અને જુની ટેવ છોડવી કઠિન થઈ જાય છે. ભલે તે પછી સારી હોય કે ખરાબ. બચપણમાં મસ્તિષ્કની વૃદ્ધિ થતી જાય છે. અને નવી ટેવો શીખવામાં મુસ્કેલી નથી થતી. પણ જ્યારે વૃદ્ધિ રોકાઇ જાય છે ત્યારે નવી આદત પાડવી અને જુની છોડવી ઘણી જ મુસ્કેલ થઇ જાય છે. કહેવામાં આવે છે કે વીસ વરસની ઉમ્મર સુધી ખાવા પીવાનું, કપડાં પહેરવાનો ઢંગ, બોલવાની રીતિ ઉચ્ચારણ બધી શારીરિક આદતો સ્થિર થઈ જાય છે. પચ્ચીસ વરસની ઉમ્મર સુધી સામાજિક વ્યવહારની આદતો પણ પાકી થઈ જાય છે. આની પછી ફક્ત થોડી માનસિક અને જ્ઞાનવિષયક ટેવોમાં પરિવર્તન થઈ શકે છે. ત્રીસ અથવા બત્રીસ વરસની ઉમ્મર સુધી નૈતિકા સંબંધી ટેવો પણ સ્થિર થઈ જાય છે. અને માણસને પોતાની બધી ટેવો માટે, ભલે તે સારી હોય કે ખરાબ, એક પક્ષપાત થવા લાગે છે. એની માનસિક સ્થિતિ થોડી એવી થઈ જાય છે. અને તે એટલો પક્ષપાતી બની જાય છે, કે તે બીજી નવી ટેવો શીખવાનું પ્રાયઃ વ્યર્થ અને અયોગ્ય સમજવા લાગે છે. ટેવો પાડવા

માટે, ભલે તે શારીરિક હોય અથવા જ્ઞાનવિષયક હોય જેમ્મે યોગ નિયમો બતાવ્યા છે. જે જાણવા શિક્ષક માટે જરૂરી છે —

૧—જેટલી પ્રબળતા અને દ્દઢતાથી થઈ શકે તેમ પોતાના ટેવ બનાવવાના વ્યવહારને શરૂ કરો જે તરફ ટેવ પાડવાનો માર્ગ હોય એનાથી વિરૂદ્ધ અથવા બીજી તરફ ધ્યાન ન જવુ જોઇએ જે તરફ જવુ હોય તે બાજુ આખી માનસિક શક્તિ વગાડો ઘણાય લોકો નવી ટેવો પાડવા માટે અથવા જુની ટેવો છોડવા માટે પ્રતિજ્ઞા કરે છે અને પોતાની પ્રતિજ્ઞાનો હાલ પોતાના મિત્રોને બતાવી દે છે. તેનાથી તે જો પ્રતિજ્ઞા વિરૂદ્ધ કામ કરવા લાગે, તો તેઓમાં લાજ અને ગ્લાનિ ઉત્પન્ન થાય. ઘણાય લોકો દ્દઢ પ્રતિજ્ઞા કરીને તમાકુ, દારૂ વગેરે ઘણાય ખરાબ વ્યસનો છોડી શકે છે. શરૂઆત કરવા માટે યોગ્ય સમય અવશ્ય પસંદ કરવો જોઇએ જે વખતે કોઈ અનુકૂળ ઉત્તેજના મળી જાય છે તે વખતે પ્રાણી પ્રતિજ્ઞા કરી બેસે છે પ્રતિજ્ઞા કર્યા પછી જો અનુકૂળ સંજોગો સામે ઉપસ્થિત થતા રહે તો તે ટેવ પડી જશે

૨—જ્યાં સુધી નવી શરૂ કરેલી ટેવ દ્દઢ ન બને ત્યાં સુધી અથવા જુની ટેવ મૂળમાંથી નાબૂદ ન થાય ત્યા સુધી અભ્યાસમાં કંઈ પણ વિઘ્ન ઉપસ્થિત ન થવા દે. કોઈ પણ વાત બનાવવામા સમય વધારે લાગે છે વ્યવસાયની જરૂર પડે છે પણ બગડવામાં કંઈ પણ લાગતું નથી. એક વખતનું બગડવું દસ વખત બનાવવાની બરાબર હોય છે. બગાડનારી અથવા વિઘ્ન નાખનારી વાતો વચ્ચે ન આવવી જોઈએ. ફક્ત અનુકૂળ ઉત્તેજનાઓ અને અનુકૂળ અનુભવો જ સામે આવવા જોઇએ પ્રતિકૂળ વાતોને પાસે પણ ન આવવા દેવી જોઇએ ઘણીય વખત એવુ બને છે કે અકસ્માત દારૂડિઓ માણસ દારૂ નહિ પીવાનો નિશ્ચય કરી લે છે.

પાંચ સાત દિવસ સુધી નથી પીતો. એક દિવસ અકસ્માત એની જુની ખરાબ મોજત વાળી મિત્રમણ્ડલી એકત્રિત થઈ જાય છે અને સાત દિવસ સુધી ન પીવાની પાડેલી ટેવ એકદમ નષ્ટ થઇ જાય છે. જ્યાંસુધી સ્વભાવ સ્થિર ન થઈ જાય ત્યાં સુધી પ્રતિકૂળ વાતો દૂર રાખવી અને ચારિત્ર્યને દૃઢ બનાવવું ઘણું આવશ્યક છે.

૩– જે ટેવ પાડવાની અથવા ખરાબ ટેવ છોડવાની પ્રતિજ્ઞા કરી છે તે માટે જે વ્યવહાર અને કામ કરવાની જરૂર હોય, એને જેમ અવસર ઉપસ્થિત થાય તેમ તેમ ગ્રહણ કરો અને કામ કરતા ચાલો. જો પોતાના ઉદ્દેશ્યને સફળ કરવાની ઇચ્છા રાખો છો, તો જેમ જેમ અનુકૂળ ઉત્તેજના મળતી જાય તેમ તેમ કામ કરો. ખાલી વિચાર કરવાથી કંઈ થઇ શકતું નથી કાર્ય કરવું આવશ્યક છે વિચાર નિશ્ચય કરવામા જરાક પણ મુશ્કેલી હોતી નથી. વધારે મુશ્કેલી તો પોતાની પ્રતિજ્ઞાને કાર્યમા પરિવર્તિત કરવામાં થાય છે. ઘણાય લોકો દરરોજ મનગઢંત કલ્પનાઓ કરે છે સારી સારી વાતોના વિચારો કરે છે. પ્રતિજ્ઞા પણ લઇ લે છે. પણ જ્યારે કાર્ય કરવાનો સમય આવે છે ત્યારે આ કહીને ટાળી દે છે કે આજે નહિ કાલથી કરીશું. આવી જાતના ઉદ્યોગોથી સ્વભાવ બની શકતો નથી. કાર્ય કરવાનો વ્યવસાય જે વ્યક્તિમા નથી તે સુચરિત્ર વ્યક્તિ બની શકતો નથી. વારવાર કાર્ય કરવાથી વ્યવસાયની જરૂર પડતી નથી. પણ શરૂઆતમાં વારંવાર વ્યવસાયનો પ્રયોગ કરવો જરૂરી છે.

૪– બાળકોને ટેવ પાડવા માટે ખાલી ઉપદેશ ન આપવો જોઈએ. શિક્ષક પ્રાય બાળકોને આચારયુક્ત વાતો સંભળાવ્યા કરે છે. કયારેક બાળક ધ્યાન આપે છે કયારેક નહિ. બાળકોનું ધ્યાન સાકાર અને અભિવ્યક્ત વાતોથી વધારે આકર્ષિત થાય છે. આ માટે શિક્ષક માટે આવશ્યક છે કે જ્યારે કોઈ અનુકૂળ અવસર ઉપસ્થિત થાય તે અવસરને હાથથી ન જવા દે. અને બાળકોને આચારયુક્ત વાતોમાં લગાડે

-બાળકોને એકદમ કાર્યમાં લગાડી દેવા, ઉપદેશ દેવા કરતાં વધારે લાભદાયક છે. બીજી વાત આ છે કે ખાલી ઉપદેશ દેવાથી શિક્ષકનું કામ થતું નથી. પોતે ઉત્તમવ્યવહાર કરીને બાળકો આગળ આદર્શ રાખવા જોઈએ. જો તે કંઇ ના કહે, પણ ઉત્તમ વ્યવહાર તેઓ આગળ ઉપસ્થિત કરતો રહે તો બાળક અનુકરણ કરશે અને તેઓમાં તે વ્યવહારની ટેવ પડી જશે સ્પષ્ટ અને મોટા મોટા અક્ષરો લખવાની ટેવ બાળકોમાં પાડવાની રીત આ છે કે શિક્ષક પોતે સ્પષ્ટ અને સારા અક્ષરો લખી બતાવે. બાળકોથી વ્યવહાર કરાવવો ઘણો આવશ્યક છે. શિક્ષકે ફક્ત આ વાતથી સંતોષ ન કરી લેવો જોઇએ કે બાળકોને એક જાતનો વ્યવહાર કરવા માટે કહી દીધું છે અને તે લોકો જાણી ગયા છે કે ઉત્તમ વ્યવહાર કરવો જોઇએ. પણ અનુકૂળ સમય આવે એટલે તે વ્યવહાર કરાવવો જોઈએ. નહિ તો બાળક રૂચિપૂર્વક તે વ્યવહારને નહિ કરે.

૫– થોડો થોડો અભ્યાસ દરરોજ કરો. જેમાં ટેવો અનુસાર કાર્ય કરવાની શક્તિ જાગૃત રહે. જો આ શસ્ત્ર બરાબર કામમાં લેવામાં આવે તો તે તીવ્ર હોય છે. અને જો મૂકી રાખવામાં આવે તો તેમાં કાટ લાગી જાય છે. અને જરૂર પડયે પોતાનું કાર્ય નથી કરી શકતો. જો કોઈ પણ આદતને સ્થિરરૂપથી પોતાનો સેવક બનાવવી છે. તો તે અનુસાર દરરોજ થોડું ઘણું કાર્ય કરવું જોઈએ. કોઈપણ ટેવ પડી ગયા પછી, અથવા કોઈપણ વ્યવહાર શીખી લીધા પછી, તેને આ વિચારથી બીલકુલ બંધ ન કરી દેવા જોઇએ, કે જ્યારે કામ પડશે ત્યારે એનો પ્રયોગ કરીશું. અભ્યાસ ઘણો આવશ્યક છે. પ્રયાસશક્તિ હંમેશાં જાગૃત રાખવી જોઈએ. નહિ તો કામ પડશે ત્યારે પસ્તાવું પડશે, શાન્તિના સમયે સૈન્યને કસરત કરાવવામાં આવે છે. અને ઘણીય એવી વાતોનો અભ્યાસ કરાવવામાં આવે છે, જેઓનો પ્રયોગ સૈનિકોને યુદ્ધમાં કરવો પડે છે. આવી રીતે તેઓની પ્રયાસ-શક્તિ જાગૃત રાખવામાં આવે છે, જેનાથી તે યુદ્ધ વખતે દરેક કાર્યમાં

તત્પર થઈ શકે. નાની નાની વાતોમાં યોગ્ય પરિશ્રમ કરવાની ટેવ બચપણથી પાડવી જોઈએ. માણસ જો બચપણમાં નાની નાની વાતોમાં પ્રયાસ રાખે અને તેઓનો પ્રયોગ કરે તો મોટો થઈને તે મોટી વાતોનો પ્રયાસ પણ કરી શકે છે. અને પોતાને સદાચારી બનાવી શકે છે.

## ૧૧—ભાવનાશક્તિ.

સાધારણ રીતે ભાવનાશક્તિના વિષયમાં બધા લોકો થોડું ઘણું જાણે છે. પણ ભાવનાની પરિભાષા કરવી કઠિન છે. એક કારણ આ પણ છે કે ભાવનાનો વાસ્તવિક અર્થ સમજવા માટે વસ્તુકલ્પનાને જાણવી. અને એનો ભેદ જાણવો પણ જરૂરી છે. કેટલાય લોકો ભાવના અને વસ્તુકલ્પના બન્નેને એક જ સમજે છે. કેટલીય વખત આપણી ઈન્દ્રિયોને જ્ઞાન હોતું નથી તો પણ આપણા મન આગળ એક વસ્તુ આવી જાય છે તો આપણે કહી શકીએ છીએ કે આપણે વસ્તુકલ્પના કરી શકીએ છીએ. વસ્તુ કલ્પના માટે તે જ વખતે ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન થવું આવશ્યક નથી. દા. ત. ધારોકે આપણે કપડાં પહેરીને શાળા તરફ જઈએ છીએ રસ્તામાં આપણે શાળાના ઓરડાનું ધ્યાન કરી શકીએ છીએ, વર્ગ આપણી આગળ છે. છોકરાઓ બેઠેલા છે. આપણે કાળા પાટિયા ઉપર કંઈ ને કંઇ લખીએ છીએ. વગેરે વગેરે દૃશ્યોની કલ્પના વગર દૃશ્યે આપણી આગળ આવી જાય છે. આપણે શાળાના ઘંટની ધ્વનિ કલ્પનાના રૂપમાં સાંભળીએ છીએ. ઘંટ વાગતો નથી. પરન્તુ એના અવાજની કલ્પના આપણા મનમાં આવી જાય છે.

જેવું આપણે પહેલાં સ્મૃતિના પ્રકરણમાં કહી આવ્યા છીએ કે આ ચિત્ર દૃષ્ટિના જ વિષયોમાં નથી થઈ શકતું. પરન્તુ સ્પર્શ, શ્રવણ, અને સૂંઘવું એ બધા વિષયોમાં થઈ શકે છે. આ રેખાચિત્રો સાથે

થોડી થોડી લાગણીનો પણ આપણે અનુભવ કરીએ છીએ. કયારે વધારે. કયારે ઓછું, કયારે બિલકુલ નહિ, વસ્તુ જે હર્ષ જનક હોય તો મન પ્રસન્ન થાય છે. અને જે ક્ષોભજનક હોય તો દુઃખ ઉત્પન્ન થાય છે. કોઇ પણ જૂની દુખદાયક ઘટના જોઈને આપણાં રૂંવાટાં ઊભા થઈ જાય છે અને દિલ ધડકવા લાગે છે. ખાવાની કોઈ પણ મીઠી વસ્તુની યાદ મોંમાં પાણી લાવી આપે છે.

ભાવના પણ આવીજ જાતની એક માનસિક ક્રિયા છે. પરન્તુ વસ્તુ કલ્પનાથી જુદી છે. ભાવનાથી ઘણું કરીને આ સમજવામાં આવે છે કે થોડી માનસિક કલ્પના કરવામાં આવી છે. ભાવના વસ્તુકલ્પના જેવા જુના અનુભવો નથી હોતા. પણ માનસિક કલ્પનાથી થોડી નવીનવી વાતો પણ મગજમાં મૂકી શકાય છે. આનો અર્થ આ નથી કે ભાવના અને વસ્તુકલ્પનાની ક્રિયાઓમાં કોઈ જાતિ ભેદ છે. ભાવના થવા માટે વસ્તુ કલ્પના થવી આવશ્યક છે. પણ ભાવનામાં મન તે રેખાચિત્રોને થોડા ઘણા નવા ઢંગથી વિસ્તૃત કરે છે. અને એક એવી કલ્પના સામે ઉપસ્થિત કરે છે કે તે જુની કલ્પનાઓથી પૃથક હોય છે. ખરૂં પૂછવામાં આવે તો આપણે કલ્પનાઓના બે ભેદ માની શકીએ છીએ એક તો આ છે કે જુની ઘટનાઓ અને જુના અનુભવોને જેમના તેમ યાદ કરવામા આવે. અને બીજો આ છે કે જેમાં જુના અનુભવોના અંગોને આવી રીતે મિશ્રણ કરવામાં આવે કે જેનાથી એક નવી કલ્પના ઉત્પન્ન થાય. આવી રીતે પહેલા પ્રકારની કલ્પનાને ભાવના ન કહી શકાય. પણ બીજા પ્રકારની કલ્પનાને અવશ્ય ભાવના કહી શકાય છે.

ભાવના કલ્પનાથી ઊંચા દરજ્જાની માનસિક કલ્પના છે. આનો અર્થ આ નથી કે કલ્પના નકામી છે અથવા એવી ક્રિયા છે જેનો પ્રયોગ ન કરવો જોઈએ. જુના અનુભવોને જેવા છે તેવા ને તેવા યાદ કરવાની ક્રિયા એક એવી ક્રિયા છે જેનો પ્રયોગ શાળાના કામોમાં

બાળકો પાસે ઘણાય વિષયોમાં કરાવી શકાય છે. શબ્દોની જોડણી કરવામાં, જૂની તસ્વીર અથવા ફોટો ખીંચવામાં અથવા આવા પ્રકારની બીજી વાતોમાં આનો પ્રયોગ કરી શકાય છે. પરન્તુ બાળકોના મનને અહીં જ ન રોકી દેવું જોઇએ. આપણે તેમાંથી ભાવના ઉત્પન્ન કરાવવી જોઈએ. ભાવનાને જ્ઞાનીઓએ મનની ઉત્પાદકશક્તિ માની છે. આ ઉત્પાદનમાં જુની કલ્પનાઓ કામમાં આવે છે. પરન્તુ જે મુદ્રા (રૂપરેખા) તૈયાર કરવામાં આવે છે તે નવી હોય છે. ઉત્પાદનની શ્રેણીઓ અવશ્ય છે. બાળક માટે જાણેલી અને અનુભવ કરેલી વાતોથી એક સરળ વાર્તા ઘડી લેવી, મોટા ઉદ્યોગની વાત છે, પણ મોટા અને ભણેલા પુરુષો માટે એક નવા ઉપન્યાસની રચના જ ઉત્પાદન કરવામાં ઘણી વખત ખાસ કરીને જૂની કલ્પનાઓમાં હેરફેર કરવામાં આવે છે અને કયાંક કયાંક ઓછો પણ. પણ જ્યાં નવીનતા હશે ત્યાં એને ભાવના કહેવી પડશે

ભાવનામાં જૂના અનુભવોનું મિશ્રણ કોઈ પણ વિશેષ ઉદ્દેશ્યથી થાય છે. પણ કયારે આમિશ્રણ બિલકુલ ઉટપટાંગ પણ થઇ શકે છે. ભાવનાશક્તિની ક્રિયા માટે કોઈ બંધાયેલા નિયમ નથી. મન જ્યારે ભાવના ઉત્પન્ન કરવા માટે તૈયાર થાય છે ત્યારે મનમાંની વાતો જોડવાનું શરૂ કરી દે છે. આ કહેવું અસત્ય નથી કે મનની પહોંચ દરેક જગ્યાએ છે. તે જ્યાંથી ધારે ત્યાંથી વિચારો લાવીને એક નવી વાત ઉત્પન્ન કરી શકે છે. સૌથી વધારે અસમ્ભવ વાતો તો આપણને સ્વપ્નમાં દેખાય છે. જાગૃત અવસ્થામાં પણ આપણે શેખચલ્લીની માફક જમીન અને આકાશના મનોરથો કરીએ છીએ. અને મનમાંની વાતોનું મિશ્રણ કરીએ છીએ. અલાદીનના દીવાના જાદુની માફક આપણું મન પણ સ્હેજમાં મહેલ તૈયાર કરી નાખે છે. ઘણીય અનિંદ સ્વપ્નની ટેવ સારી નથી હોતી, અને જે વ્યક્તિ વધારે પડતું તે પ્રમાણે કરે છે તે કયારે પણ જીવનમાં સફળતા પ્રાપ્ત નથી કરી શકતો, કારણ કે એને મનમાં આવા વિચારો ઉત્પન્ન

કરવાની ટેવ પડી ગઈ છે પણ જ્યારે ભાવના કોઈ પણ ઉદ્દેશયથી કોઈપણ નવી યુક્તિ વિચારી લેવા માટે લગાડવામાં આવે ત્યારે તે લાભદાયક હોય છે કવિ, ચિત્રકાર, યા એન્જીનિયરની ભાવનાઓ લાભદાયક થઈ શકે છે, આમા પણ ઘણાય અનુભવોના અંશોને એકત્રિત કરીને મિશ્રણ કરી શકાય પણ આ મિશ્રણ સ્વપ્ન જોનારના મિશ્રણથી જુદુ હોય છે તે જે ભાવો અને પોતાનો ઉદ્દેશ પૂર્ણ કરવા માટે આવશ્યક સમજે છે તે જ તેમની ભાવનામા આવી શકે છે જે કલ્પના અથવા ભાવ તેમના બનાવેના ઉદ્દેશથી મેળ નથી ખાતા, તે તેમના ચેતનાપ્રવાહમા ઘુસી શક્તા નથી હવે આપણે આ વાત ઉપર વિચાર કરીશુ કે શિક્ષકે બાળકોની ભાવનાશક્તિ કેવી રીતે વધારવી જોઇએ, જેનાથી તેઓને લાભ થાય પણ આ પહેલા ભાવનાશક્તિના જાતિ વિભાગ કરવા જરૂરી છે વિચાર પરંપરા ઉત્પન્ન કરવાને આપણે ભાવના કરી શકતા નથી, જ્યા નવી વાતનુ ઉત્પાદન થશે ત્યા જ આપણે ભાવના શબ્દનો પ્રયોગ ઉચિત સમજીએ છીએ ભાવનાને આ ઉત્પાદનની દૃષ્ટિએ જોવાથી આપણને બે જાતિઓ એકદમ સ્પષ્ટ દેખાય આવે છ આપણે કહી ચૂકયા છીએ કે ઉપન્યાસ લખવામા અથવા જે કઈ ઘટનાઓ એમા વર્ણન કરવામા આવી છે એની કલ્પના કરવામા લેખકને ભાવનાશક્તિનો પ્રયોગ કરવો પડે છે જેટલુ વધારે ઉત્પાદન એની ભાવના કરે છે તેટલો જ સારો ઉપન્યાસ તૈયાર થઈ જાય છે, હવે જેવી રીતે ઉપન્યાસના લેખકને તે ઉપન્યાસ તૈયાર કરવામા ભાવનાનો પ્રયોગ કરવો પડે છે જે કઈ ઘટનાઓ તે ગ્રહણ કરતો જાય છે તેઓના મિશ્રણથી એના મનમા નવી કલ્પનાઓ ઉત્પન્ન થતી જાય છે પણ લેખક અને વાચનારની ભાવનાઓમા એક પ્રકારની જાતિભેદ અવસ્ય થઇ શકે છે નવી કલ્પનાઓ એના મનની સન્મુખ આવે છે પણ લેખક તેઓને ભાવનાશક્તિથી ઉત્પન્ન કરે છે અને વાચનાર લેખકની કલ્પનાઓનુ અનુકરણ કરે

છે. આવી રીતે ભાવનાનાં બે રૂપ થાય છે. એક ઉત્પાદક અને બીજું અનુકરણીય.

જો આપણે આ નિર્મિત કલ્પનાને બીજી રીતે જોઈએ તો આપણને બે જુદી જુદી જાતિઓ મળશે. આ જાતિભેદ એવો છે કે જેનું બળ શિક્ષણ શાસ્ત્ર ઉપર ઘણો પ્રભાવ નાખી શકે છે. આ નિર્મિત કલ્પના જેના બળથી એન્જીનિયર એક મોટા પુલનું ચિત્ર ખેંચી શકે છે. અથવા જેનાથી વિજ્ઞાનવેત્તા કોઈ વૈજ્ઞાનિક કલ્પના કરી શકે છે, અથવા કોઈ પણ ગણિતનો વિશેષજ્ઞ ગણિતના મૂળ નિયમો તૈયાર કરી શકે છે. આ નિર્મિત કલ્પનાને, જેનો પ્રયોગ એક લેખક ઉપન્યાસ લખવામાં કરે છે અથવા કવિ કાવ્યની રચના કરવામા કામમા લાવી શકે અથવા ચિત્રકાર ચિત્ર દોરવામાં કામમાં લાવે છે તે બિલકુલ જુદી છે. કારણ કે એન્જીનિયર અને વિજ્ઞાનવેત્તાની ભાવના કાર્યસાધક છે. અને ઉપન્યાસ રચયિતાની ભાવના કલા સંબંધી છે, કાર્યસાધક કલ્પના અને કલા સંબધી કલ્પનામાં સ્પષ્ટ ભેદ છે.

કાર્યસાધક કલ્પના કરવામાં મન થોડું પણ સ્વતંત્ર થતું નથી અને આમા એને મનમાની કલ્પના કરવાનો અવકાશ પણ નથી હોતો. મન ઉપર કલ્પના કરવા માટે થોડા નિયમ અને સંયમ રાખવામા આવે છે. આ નિયમોનું એને પાલન કરવું પડે છે. જો આ નિયમોનું પાલન કરવામાં ન આવે તો બિલકુલ ઉટપટાંગ કલ્પના તૈયાર થઈ જાય છે. આ નિયમ વ્યક્તિગત નથી હોતા, વિષયાત્મક હોય છે. અને જે મનમાં છુપાયેલી (હૃદયગત) વાતો હોય છે એનાથી આ ઉત્પન્ન થાય છે માની લોકે એન્જીનિયરને પુલની કલ્પના કરવી પડે છે. મનને આ નિર્મિત કલ્પના કરવા માટે આ અધિકાર નથી કે તે મનમાની કલ્પના કરે. એને આ પણ અધિકાર નથી કે તે માટીના પુલની કલ્પનાને પોતાની આંખો આગળ આવવા દે. પુલ તો ફક્ત લોખંડ અથવા પથ્થરથી જ બની શકે છે. આ વાત પણ

એને ધ્યાનમાં રાખવી પડશે. પછી આ વાત પણ છે કે એના બનાવવાના પ્રયોગોમાં એ મનમાના પ્રયોગો નથી કરી શકતો. એને વિજ્ઞાનના તે નિયમોનું પાલન કરવું પડશે, જે આવાં કાર્યોમાં કામમાં લાવવાં જોઈએ. તે એક પાતળી લાકડી ઉપર લોખંડનો હજારો મણ બોજ ટકાવી રાખવાની મનમાની કલ્પના નથી કરી શકતો. આ નિયમો એની આભ્યન્તરિક સ્થિતિઓ ઉપર નિર્ભર છે. જેઓનું એને પાલન કરવું પડે છે. અને આ નિયમો પ્રસ્તુત વિષય અનુસાર જ નિશ્ચિત કરવામાં આવે છે.

કળાસંબંધી કલ્પના કરવામાં મનને વધારે સ્વતંત્રતા હોય છે. આ સ્વતંત્રતા સ્વપ્ન જેવા જેવી નથી હોતી. પણ આ અવશ્ય છે કે એની કલ્પનાની દોડમાં વધારે મુશ્કેલીઓ નથી હોતી. આમાં મનની કલ્પનાઓ વધારે હોય છે. આ કહેવું તો અસત્ય છે કે ઉપન્યાસ રચયિતા કવિ અથવા ચિત્રકારને કોઈ પણ નિયમોનું પાલન નથી કરવું પડતું. પણ આ અવશ્ય છે, ન તો આ નિયમ તે જાતિના હોય છે જે એન્જીનિયરને માનવા પડે છે. ન એનાથી વધારે હોય છે. કાર્યસાધક કલ્પના કરવામાં મનને જે નિયમ પાળવા પડે છે તે વિધયાત્મક નથી હોતા. પણ વિપરીત હોય છે. આ નિયમ લેખક અથવા રચયિતાના મનથી ઉત્પન્ન થયેલા હોય છે. અને તે પોતે પોતાની ઇચ્છાથી પોતાના વિચારોને તેઓને અધીન કરી લે છે. જો તે આ અસંભવ ઘટનાને પોતાના નિયમોમાં બેસાડી શકે તો તે માટીના પુલ ઉપર રેલ પણ ચલાવી શકે છે.

કાર્યસાધક અને કળા સંબંધી કલ્પનાઓમાં એક સૂક્ષ્મ ભેદ હજુ જોવામાં આવે છે. આ અનુભવ કરેલી વાત છે કે જ્યારે મનને પોતાના મન જેવા વિચારો લૂંટવા મળે છે ત્યારે એને ઘણી પ્રસન્નતા થાય છે. કલ્પના કરવાથી મનની લાગણીને પણ શાન્તિ મળે છે. બે કલ્પનાઓમાં સંતોષ, મોહ અને પ્રસન્નતા જુદીજુદી જાતની હોય

છે. કાર્યસાધક કલ્પનામાં પ્રસન્નતા ખાસ કરીને ક્રિયાની સફળતા પૂર્ણ થવામાં મળે છે. જેમ જેમ ક્રિયામાં સફળતા મળતી જાય છે તેમ તેમ મનનો આનંદ વધતો જાય છે, પણ સંપૂર્ણઆનંદિત મન થવું ક્રિયાની સફળતા સમાપ્ત થયા ઉપર નિર્ભર છે. કળાસંબંધી કલ્પનામાં વ્યક્તિને ક્રિયા સમાપ્ત થવાની એટલી ચિન્તા નથી હોતી જેટલી કાર્યસાધક કલ્પનામાં હોય છે. આ માટે ક્રિયા ચાલુ હોય તો પણ ઘણો આનંદ મળતો રહે છે. સમાપ્ત થયા બાદ મનમાં આનંદ થાય છે. પણ તે જાતનો નહિ, જેવો કાર્યસાધકમાં હોય છે. આનું એક મુખ્ય કારણ આ છે કે એકમાં વિષયાત્મક નિયમોનું બંધન હોય છે, બીજામાં નહિ.

હવે થોડો વિચાર કરવાથી આ પણ જ્ઞાત થશે કે બે કાર્યસાધક અને કલાસંબંધી કલ્પનાઓના બે જાતિ વિભાગ થઈ શકે છે. કાર્યસાધક કલ્પના ક્રિયાત્મક અને સૂત્રાત્મક બે પ્રકારની થઈ શકે છે. જ્યારે કે મનનો ઉદ્દેશ કોઈ વાત સમજવાનો હોય છે ત્યારે તે સૂત્રાત્મક કલ્પનાનો પ્રયોગ કરે છે. અને જ્યારે ક્રિયા કરવી, એ લક્ષ્ય હોય છે. ત્યારે ક્રિયાત્મક કલ્પના કામમાં લાવવી પડે છે. અને જ્યારે આપણે કોઈ પણ વસ્તુનું નિર્માણ કરવું પડે છે—જેવી રીતે એન્જીન અથવા પુલ બનાવવો. તો આપણે ક્રિયાત્મક કાર્યસાધક કલ્પનાનો પ્રયોગ કરીએ છીએ. આવી રીતે કળા સંબંધી કલ્પનાના પણ બે જાતિવિભાગ થઈ શકે છે. એક ઔત્પ્રેક્ષિક ( ઉત્પ્રેક્ષા સંબંધી ) અને બીજો કલાત્મક. ઔત્પ્રેક્ષિક કલ્પનાનો પ્રયોગ ખાવી સ્વપ્ન જોવામાં હોય છે. જ્યારે મન પોતાના મનગઢંત વિચારો કરે છે ત્યારે તે ઔત્પ્રેક્ષિક કલ્પનાને લગામ વગર દોડવા દે છે. પણ જ્યારે નિયમાનુસાર કલ્પના પોતાનું કામ કરે છે ત્યારે તે સ્વપ્ન વીંખાની જગ્યાએ ઉદ્દેશો ઉપર વિચાર કરે છે. કલ્પનાને જે ઉદ્દેશો ઉત્પન્ન કરવામાં મદદ કરે છે, તેને કલાત્મક કહીએ છીએ. સાહિત્ય

ગ્રથ રચયિતા આ જાતિની કલ્પનાનો પ્રયોગ કરીને એક આદર્શ ઉપસ્થિત કરી શકે છે

જીવન માટે આદર્શ અને ઉદ્દેશ્ય ઘણા જરૂરી છે આ માટે ધીરે ધીરે બાળકોને ઔત્પ્રેક્ષિક કલ્પના કરવામા સમય નષ્ટ કરવાથી દૂર કરીને કળાત્મક કલ્પના તરફ ઝુકાવવા જોઈએ. જીવનમા સફળતા માટે કળાત્મક અને કાર્યસાધક કલ્પના જ લાભદાયક થઈ શકે છે. કેટલાક વિદ્વાનો કહે છે કે કાર્ય સાધક કલ્પનાજ બાળકોમા વધારવી જોઈએ જીવનમા બાળકોને ક્રિયાત્મક જ બનવાનું છે કળા સંબધી કલ્પનાને એવી આવસ્યકતા જ નથી આવી બધી વાતો, જેનાથી બાળકોનુ મન સ્વચ્છતાપૂર્વક ખોટી વાતો ઉપર દોડવા લાગે છે તે રોકવી જોઈએ પરીઓની વાર્તાઓ, રાજારાણીની વાર્તાઓ વગેરે બાળકોનું ઘણું મનોરજન કરે છે ડૉક્ટર મોન્ટેસોરીનુ આ કહેવુ છે કે બાળકોને આવી જુઠી વાર્તાઓ ન વાચવા દેવી જોઈએ. કારણ કે આનાથી કાર્યસાધક કલ્પનાને તો કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી પણ બાળકમા ઔત્પ્રેક્ષિક કલ્પના વધી જાય છે અને જે બાળકમા આવા પ્રકારની કલ્પના વધારે થઈ જાય છે, તે સસારમા વાસ્તવિક જીવનથી ઘણે દૂર પહોચી જાય છે, સાધારણ રીતે આ કથન સાચુ પણ થઈ શકે છે પરન્તુ આ તર્કમા ઘણી ખરી ભૂલો પણ છે જીવન માટે ક્રિયાશીલ બનવું જરૂરી છે. પણ તે જીવન, જે ઉદ્દેશ્ય અને આદર્શથી વચિત છે, પૂર્ણ જીવન કહેવામા નથી આવતુ આદર્શો થવા પરમ આવશ્યક છે. કળા સબધી કલ્પના દ્વારા આદર્શ ઉત્પન્ન થઇ શકે છે આ કલ્પના વધારવા માટે બાળકની રૂચિ અનુસાર જ ચાલવુ પડે છે આ માટે આરભમા પરીઓની વાર્તાઓનો ઉપયોગ કરવો યોગ્ય છે. કારણ કે તેઓમા બાળકોની ઘણીખરી રૂચિ હોય છે પણ ખાલી આ વસ્તુઓનો જ ઉપયોગ નથી કરાતો એક બાજુ આ, અને બીજી

બાજુ તે પ્રયોગો પણ કામમાં લેવામાં આવે છે જેનાથી કાર્ય-સાધક કલ્પનાની વૃદ્ધિ થાય છે. બાળકમાં આ બે જાતની કલ્પનાઓનું ઉચિત મિશ્રણ કરવાથી બાળકને આદર્શ અને ક્રિયાત્મક જીવન માટે તૈયાર કરી શકાય છે.

ભૂગોળમા પૃથ્વી અને પૃથ્વી ઉપરના દેશો અને ત્યાના લોકો કેવી રીતે જીવન વ્યતીત કરે છે વગેરે એવી વાતો છે જે ઠીકઠીક જાણવા માટે ભાવનાશક્તિનો પ્રયોગ કરવો પડે છે ઇતિહાસ અને સાહિત્યમા ગોખવાથી કામ નથી લાગતુ લેખકના વિચારોગ્રહણ કરવા માટે લેખકના મનની કલ્પનાઓનુ અનુકરણ કરવુ પડે છે ડ્રોઇંગ, ચિત્રકારી, અને પ્રાકૃતિક નિરીક્ષણમા વસ્તુકલ્પના બાળકને દરેક જગ્યાએ કરવી પડે છે

## ૧૨—થાક

ધ્યાનના વિષયમા વિચાર પ્રગટ કરતી વખતે આપણે આ કહી ચૂક્યા છીએ કે ધ્યાનનુ મુખ્ય કારણ રૂચિ છે જો બાળકની રૂચિ કોઈપણ કાર્ય તરફ આકર્ષિત કરવામા આવે તો બાળક તે કાર્યમા ધ્યાન આપવા લાગશે જ્યાસુધી બાળકની રૂચિ એમા હશે ત્યાસુધી એ ધ્યાનપૂર્વક કામ કરતો રહેશે બાળકની રૂચિ કેવી રીતે કામમા લગાડવી જોઈએ આ ઉપર પણ આપણે વિચાર કરી ચૂક્યા છીએ જે નિયમોનો આપણે ઉલ્લેખ કર્યો છે, તે જો શિક્ષણશાસ્ત્રમા કામમા લેવામા આવે તો બાળકની રૂચિ શાળાના બધા કાર્યોમા લગાડી શકાય છે હવે માની લો કે કોઇ પણ શિક્ષક આપણા આ નિયમોનુ પાલન કરીને અને બાળકની રૂચિનો પ્રયોગ કરાવીને તેમને ધ્યાન પૂર્વક કામમા લગાડે છે, તે શિક્ષકને આ નિયમોનુ પાલન કરવા છતા પણ ક્યારે ક્યારે એવા અવસરો આવશે કે બાળક ધ્યાન નથી આપતા જો આપણે આ પણ માની લઈએ કે બાળક શિક્ષકના પૂર્ણ શાસનમા છે અને ધ્યાન દેવાનો પ્રયાસ પણ કરે છે તો પણ આ જોવામા આવે છે કે ક્યારે ક્યારે તે ધ્યાન નથી આ તા આ સ્થિતિ, જેનો આપણે ક્યારે ક્યારે અનુભવ કરીએ છીએ ફક્ત એક જ કારણથી ઉત્પન્ન થાય છે અને તે કારણ થાક જ છે

જેવી રીતે શારીરિક પરિશ્રમથી માણસને થાક લાગે છે, તે તેવી રીતે માનસિકકાર્યથી પણ. કામ માનસિક હોય, અથવા શારીરિક પણ થાક અવસ્ય લાગે છે. થાક લાગવાથી શારીરિક અને માનસિક શક્તિઓમાં ન્યૂનતા આવી જાય છે. જે વિચારવાનું અને યાદ કરવાનું કામ સરળતાથી થઈ શકે છે. એમાં ઘણીય કઠિનાઈઓ આવે છે. જેવી રીતે દોડીને થાકી ગયા પછી પગ કામ આપતા નથી. તેવી જ રીતે મન પોતાનું કર્તવ્ય નથી કરી શકતું. શારીરિક વિજ્ઞાનની દૃષ્ટિએ જો આ વસ્તુ આપણે જોઈએ તો અનુભવ થશે કે માનસિક પરિશ્રમ કરતી વખતે મસ્તિષ્કમાં થોડું પરિવર્તન થતું રહે છે. જો શારીરિક પરિશ્રમ કરવામાં આવે તો શરીરના તે ભાગનો ઘણોખરો ભાગ વ્યય થઈ જાય છે, જેનાથી પરિશ્રમ કરવામાં આવે છે. માની લઈએ કે કોઈ દોડે છે તો મુખ્ય રીતિથી એનું હૃદય અને પગની પેશીઓ વધારે કામ આવે છે. શારીરિક વિજ્ઞાન અનુસાર આપણે આ કહીશું કે તે અંગોથી ઓકસીજન નીકળી જાય છે. તે અંગોથી તે અવસ્ય નષ્ટ થઈ જાય છે, પણ તે કાર્ય રૂપમા પરિવર્તિત થઈ જાય છે. આ નષ્ટ થયેલા ઓકસીજનની પૂર્તિ થવી આવસ્યક છે. લોહી ફેફસામાથી ઓકસીજન લઈને શરીરમાં દોડે છે. અને જ્યાં જ્યાં ઓકસીજનની ન્યૂનતા હોય છે ત્યાં ત્યાં એની પૂર્તિ કરે છે. આ ઓકસીજની ન્યુનતા પૂર્ણ કરવા માટે લોહીની ધારાઓને જલ્દી જલ્દી દોડવું પડે છે આ કારણથી જ દિલ જોરથી ધડકવા લાગે છે. ફેફસાંમાં જલ્દી જલ્દી ઓકસીજન પહોચાડવાની જરૂર હોય છે. આ માટે જલ્દી જલ્દી શ્વાસ લેવો પડે છે, જે દૂષિત વસ્તુઓ શરીરમા ઉત્પન્ન થઈ જાય છે તે ઘણી ખરી તો લોહી દ્વારા ફેફસાઓમાં લાવીને બહાર નીકળતા શ્વાસ દ્વારા ફેંકી દેવામાં આવે છે, અને થોડી પરસેવા સાથે નીકળી જાય છે, જ્યારે પરિશ્રમ એટલો જ કરવામાં આવે છે કે થોડી દૂષિત વસ્તુઓ સાધારણું રકતપરિચાલનથી આવસ્યક ઓકસીજનની અંદર પહોંચી જાય છે. ત્યાં

સુધી તો કંઈ પણ નુકશાન થતુ નથી પણ જો આ બધી દૂષિત વસ્તુઓ રક્ત પ્રવાહમા મળી જાય છે, અને તરત જ બહાર ફેંકી દેવામા ન આવે તો તે શરીરના બીજા અંગોમા પહોચી જાય છે અને સાધારણ કાર્યોમા પણ વિઘ્ન ઉત્પન્ન કરે છે વધારે ઝડપથી કાર્ય કરવામા આવી દશા ઉત્પન્ન થઈ જાય છે અને દૂષિત વસ્તુઓનુ ઝેર આખા શરીરમા ધીરે ધીરે પ્રસરી જાય છે આવી અવસ્થા થવાથી શરીરમા શક્તિ હીનતા અને શિથિલતા આવી જાય છે જ્યારે આપણે મનુષ્યને આ અવસ્થામા જોઈએ ત્યારે કહીએ છીએ કે તે થાકી ગયો છે

માનસિક અને શારીરિક થાકમા શારીરિક વિજ્ઞાનની દ્રષ્ટિએ કંઈ ભેદ નથી, શારીરિક થાકમા ખાસ કરીને પરિવર્તન પેશીઓમા હોય છે, અને દૂષિત વસ્તુઓ તેમા એકત્રિત થઇ જાય છે, માનસિક રૂકાવટ મસ્તિષ્કમા પરિવર્તન થાય છે અને દૂષિત વસ્તુઓ તેમા એકત્રિત થઈ જાય છે જેવી રીતે પેશીઓના તતુઓમા ક્ષય થાય છે, અને ઝેર એકત્રિત થાય છે તેવી જ રીતે માથાના તતુઓના પણ ક્ષય થઇને તેમા વિષ એકત્રિત થાય છે આ વાત પ્રયોગો દ્વારા શોધી શકાય છે થાકના મુખ્ય કારણોમાથી એક કારણ ઝેરનુ કોઈપણ અગમા એકત્રિત થઈ જવાનુ છે જો કોઈપણ પશુની એક થાકેલી પેશી લેવામા આવે, અને તેને મીઠાના પાણીથી ધોવામા આવે તો ઝેર દૂર થઈ જાય છે અને તે પેશીમા કામ કરવાની શક્તિ પાછી આવી જાય છે થોડુ કામ કર્યા પછી તે થાકી જાય છે, પણ મીઠાના પાણીથી ધોવાથી તે ફરી કામ કરવા લાગે છે આ ક્રિયા કેટલીય વાર કરી શકાય છે અતમા તો પછી એક સમય એવો આવી જાય છે જ્યારે તે જરાપણ કરી શકતી નથી કારણ કે તતુઓનો ક્ષય એટલો વધારે હોય છે કે તેઓની વૃદ્ધિ વગર માસપેશીનુ વધારે કામ કરવુ અસભવ થઈ જાય છે

એક વાત બીજી પણ જોવામા આવે છે કે વાતસસ્થાનના

કોષ્ઠ (syspen) શરીરના બીજા સંસ્થાનના કોષ્ઠોથી કેટલાય વધારે જાગૃત છે. ઝેરની અસર તે ઉપર તરત જ થઈ જાય છે. જ્યાં રૂધિરના પ્રવાહ સાથે શરીરના કોઈ પણ ભાગમાં પેદા થયેલું ઝેર વાતસંસ્થાનના કોષ્ઠોમાં પહોચી જાય છે અને તરત જ તે ઝેર તેના ઉપર અસર કરવા લાગે છે. વાતસંસ્થાનમાં પણ ખાસ કરીને મસ્તિષ્કના કોષ્ઠ ઉપર ઝેરનું અસર સૌથી વધારે થાય છે. પરિણામ આ થાય છે કે શરીરમાં ગમે ત્યાં ઝેર પેદા થયું હોય તેની અસર મસ્તિષ્ક પર પહોચી જાય છે. શારીરિક કામ કરવાથી અને થાક લાગવાથી પણ મસ્તિષ્ક ઉપર અસર પહોચી જાય છે. કોઇ પણ પ્રકારનો થાક લાગવાથી માણસના વ્યવસાય અને બુદ્ધિ ઉપર અસર પડે છે. અને તે માનસિક કાર્યોમાં ધ્યાન આપી શકતો નથી. શારીરિક અને માનસિક થાક તેને એકબીજાથી જુદો ન કહી શકાય. એકની અસર બીજા ઉપર પડે છે. ભાગ્યે જ કોઈ વ્યકિત એવો હશે કે જેણે કામ કરવામા શારીરિક અને માનસિક થાકનો અનુભવ ન કર્યો હોય. સાચું પૂછવામાં આવે તો થાક વ્યવસાય સાથે કામ કરવાનું એક લક્ષણમાત્ર છે. ધ્યાન આપતાં આપતાં પણ થાક લાગી જાય છે. પણ જો શરીરનું સ્વાસ્થ્ય સારું હોય તો થોડી વાર વિશ્રાન્તિ પછી થાક ઊતરી જાય છે. પણ આનો અર્થ આ નથી કે થાકનું આપણે સ્વાગત કરવું જોઈએ, યા એની પરવા પણ ન કરવી જોઇએ. થાકને લીધે કામ કરવાની શક્તિમાં ઘણું અંતર થઈ જાય છે. અને થાકેલી દશામાં કામ કરવાથી સમય પણ ઘણો નષ્ટ થાય છે થાકેલી દશામાં કામ કરવાથી શરીરના અંગોનો ક્ષય પણ વધારે થાય છે થાકેલી દશામાં મસ્તિષ્ક ઘણો પરિશ્રમ કરે છે. તો પણ થોડુ જ કામ કરી જ શકે છે. શાળાના વર્ગમાં કામ કરનાર બાળકોની પણ ક્યારે ક્યારે એવી દશા થઈ જાય છે. આવી અવસ્થામાં બાળકોને ધમકાવવાથી અથવા દાડ દેવાથી કંઈ પણ લાભ થતો નથી

આ અવસર ઉપર બીજા ઉપાયોનું અવલમ્બન કરવું જોઇએ.

'શિક્ષક માટે આ વાત પણ જાણવી જરૂરી છે કે બાળકમાં થાકનાં કયા ચિન્હો છે. જ્યારે બાળક કામ કરી શકતા નથી ત્યારે આ વાત શોધવાની જરૂર પડે છે કે આનું કારણ શું છે, યા તો પાઠ એટલો કઠિન છે કે બાળક કામ નથી કરી શકતા, અથવા પાઠપ્રણાલી બાળક માટે રોચક નથી અથવા બાળક જાણી જોઈને દુષ્ટતા કરે છે અને ભણવા ઇચ્છતા નથી. અથવા તે માનસિક થાકનો અનુભવ કરે છે અને જેને લીધે તેઓ લાચાર છે. થાકનાં થોડાં ચિન્હો એવાં છે કે જે સરળતાથી શોધી શકાય છે. અને બાળક થાકેલાં છે કે નહિ, એનો અનુભવ કરી શકાય છે. બાળકનો થાક શોધી કાઢવા માટે ઘણાય પ્રયોગો વર્તમાન કાળમાં થાય છે. જેઓથી થાક શોધી શકાય છે, હવે આપણે થાકના ચિન્હોનું વર્ણન કરીશું.

વ્યક્તિની દૃષ્ટિથી જોવામાં આવે તો થાક લાગવાથી જે કામ તે કરે છે, એમાં થોડી અનિચ્છા થવા લાગે છે. એની માનસિક દશા સ્થિર રહેતી નથી. મન જે કામ કરતું હોય છે એને છોડીને બીજુ બાજુ દોડે છે, અને કાર્ય પરિવર્તનની લાલસા કરવા લાગે છે. થાક જેમ જેમ વધારે લાગે તેમ તેમ અનિચ્છા પણ વધતી જાય છે. અંતમાં તે થાકવાથી કાર્ય કરવાનું છોડીને વિશ્રામ અને ઊંઘની ઇચ્છા કરવા લાગે છે. આ બધી વાતો વ્યક્તિગત છે. અને થાકની દશામા આપણે બધા એનો અનુભવ કરી શકીએ છીએ. બાળક પણ થાક લાગવાથી આ વાતોનો અનુભવ કરે છે. પણ બાળક આ ક્યારે અનુભવ કરે છે અને આ વાત કેવી રીતે શોધી શકાય ? કારણ કે આ આવસ્થા વ્યક્તિગત છે. અને અંદર પણ હોય છે. બાળકોને પૂછ્યા પછી આ જાણી શકાય છે કે આ અવસ્થા ઉપસ્થિત થઈ અથવા નથી થઈ. એક તો આ છે કે બાળકની અંદરની સાચી દશા શોધી કાઢવાનું ઘણુ કઠિન છે. બાળક બહાનાં પણ બનાવી શકે છે. બીજી વસ્તુ એ છે કે જો તે સાચું પણ બનાવી દે તો શિક્ષક દ્વારા આ કેવી રીતે નક્કી કરી

શકાય, કે તે અવસ્થા થાકને લીધે છે. અથવા કોઇ બીજા કારણથી છે. જે કામ કરવામાં આવે છે તેમાં અરૂચિનું કારણ અનિચ્છા પણ થઈ શકે છે. અરૂચિથી અને થાકથી પણ અનિચ્છા ઉત્પન્ન થાય છે અને ભૂલથી અરૂચિને થાક માની લેવામાં આવે છે. અધ્યાપક અરૂચિની સમસ્યાને બીજી રીતે સરળ બનાવી શકે છે. બને ત્યાં સુધી પ્રયોગો દ્વારા પાઠમાં બાળકોની રુચિ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરે. જે પ્રમાણે આપણે કહી આવ્યા છીએ કે કયારે કયારે એવા અવસરો અવશ્ય ઉત્પન્ન થશે કે જ્યારે ઉદ્યોગથી બાળક ધ્યાન આપી શકશે. જો અરુચિ છે. અથવા થાક છે, આનો ભેદ એને થોડાં બાહ્ય ચિન્હોથી સમજાશે. આ ચિન્હો એવાં છે કે સંતાડી શકાતાં નથી અને તે ઉપર ધ્યાન આપવાથી નુકશાન થતું નથી. આ ચિન્હો બાળકના શરીરની દશા અથવા તેઓના માનસિક કાર્યથી સબંધ રાખે છે. થોડી તો શારીરિક અવસ્થાઓ એવી છે કે જેના ઉપસ્થિત થવાથી થાકનો અનુભવ કરી શકાય છે. અને થોડી વાતો બાળકના ઉત્તમ કામથી અને પરિણામથી લાગી શકે છે. આપણે પહેલા શારીરિક અવસ્થાનું વર્ણન કરીશું.

જ્યારે થાક લાગવા માડે છે. ત્યારે વાતશક્તિનો પ્રવાહ શરીરની પેશીઓ બાજુ ધીમો પડી જાય છે આને લીધે શરીરની સ્ફૂર્તિ ઓછી થઈને એમા એક પ્રકારની શિથિલતા ઉત્પન્ન થઈ જાય છે. બેસવાનો, ઊભા થવાનો, ઊઠવાનો પ્રકાર ઢીલો પડી જાય છે.. સાવધાન અવસ્થામાં શરીર જેવું બરાબર સજ્જ હોય છે તેવું નથી રહેતું, માથું બરાબર ઊંચું નથી રહેતું. તે ઝૂકવા લાગે છે જ્યારે બાળક ઊભો થાય છે ત્યારે પીઠનું હાડકું (બરડો) સજ્જ નથી રહેતું, બાળક શરીરને વાળી દે છે અને આળસ મરોડવા લાગે છે, આંખો સ્થિર નથી રહેતી ચહેરાનું તેજ ઓછું થઈ જાય છે અને એના ઉપર ફીકાશ દેખાવા લાગે છે. હાથ જો ફેલાવવામાં આવે તો સીધેસીધા નથી ફેલાતા લગભગ ડાબો હાથ નીચે ઝૂકેલો હોય છે..

હાથ જો ફેલાવવામાં આવે, તો કયારે હથેલી નીચે હોય છે અને કયારે અંગુઠો ઉપર અને જો થકાવટ વધારે હોય છે, તો આંખો મિંચાવા લાગે છે અને ઊંઘનું આરાધન કરે છે.

હવે આપણે કામના વિષયમાં વિચાર કરીએ છીએ. કારણ કે શિક્ષક બાળકોની નોટોમાં તેમના કામને ધ્યાનથી જોઈને, અથવા તેઓને પ્રશ્ન પૂછીને આ શોધી શકે છે કે તેઓમા થાક ઉત્પન્ન થયો છે કે નહિ થાક લાગવાથી કામની ઉત્તમતા અને માપ બન્ને ઓછા થઈ જાય છે. જેટલું કામ એક વ્યક્તિ સાધારણ દશામા કરી શકે છે, તેટલું થાકેલી દશામાં નહિ. આ વિષયમાં ઘણીય ક્રિયાઓ કરવામા આવે છે, જેનાથી ખબર પડે છે કે થાકની દશામા કામના પરિમાણમાં કેટલું અંતર પડે છે. કામના પરિમાણના વિષયમાં જે ગ્રાફ દોરવામા આવ્યા છે તેઓથી આ ખબર પડે છે કે કામનું પરિમાણ સ્થિર નથી રહેતું, કયારેક ઓછું, કયારેક વધારે, કયારેક ઓછું કયારેક વધારે થતુ જાય છે. કામ ઓછું થતું જોઈને વ્યક્તિ વ્યવસાયને કામમાં લે છે અને ઝટકાથી કામની માત્રા વધારવા લાગે છે. પણ પછી થાકને લીધે કામ ઓછું થઈ જાય છે. કામ ઓછું તો થાય છે, પણ કેટલીય ભૂલો રહી જાય છે. અને તે ભૂલો એવી છે કે તે વર્ગમા અભ્યાસ કરનાર બાળક સાધારણ અવસ્થામા નથી કરી શકતો. લખવાનું શુ હોય છે? અને શુ લખાઈ જાય છે, એક વાતની જગ્યાએ બીજી વાત લખાઈ જવી અને સાથે સાથે એમા ભૂલો કરવી, આ બધું થાકને લીધે જ થાય છે. આ વાત સારી રીતે જાણવા માટે પ્રયોગો કરવામા આવ્યા છે. બાળકોને ગણિતના દાખલાઓ ગણવા અપાય છે. શ્રુતલેખન લખાવવામા આવે છે. અને આનાથી આ શોધી શકાય છે કે, બાળક થાકેલી અવસ્થામાં વગર થાકેલી અવસ્થાથી કેટલી વધારે ભૂલો કરે છે. જો થાક નથી હોતો, અને કામ રૂચિપુર્વક ન થવાને લીધે બાળક

બેચેન થવા લાગે છે. જો બાળકોને તેઓની રુચિ અનુસાર કામ આપવામાં આવે તો ભૂલો નથી કરતા. માની લઈએ કે ગણિતનું એક જ કામ બાળકને સવારમાં આપવામાં આવે છે. અને પછી એવું જ કામ શાળા સમાપ્ત થયા બાદ આપવામાં આવે, તો આપણે જોઈશું કે બીજી વાર દાખલાઓ ગણવામાં ઘણી અશુદ્ધિ થાય છે. અને તે ઓછા દાખલાઓ ગણી શકશે. કારણ કે બાળક થાકી જાય છે. પણ જો શાળાનો સમય પૂરો થયા બાદ એને જો ગણિતમાં રુચિ હોય, તો એ વખતે એને જે દાખલાઓ આપવામાં આવશે તે પ્રાત:કાળે કરેલા દાખલાઓ બરાબર ગણી શકશે

હવે આપણે થાક દૂર કરવાના વિષયમાં વિચાર કરીશું. થોડી વાતો તો શિક્ષણશાસ્ત્ર સંબંધી છે. અને થોડી એવી છે, જે સ્વાસ્થ્ય રક્ષણથી સબંધ રાખે છે. જે બાળકનું ઘેર રહન સહન સારૂં છે. જેના ઘરમાં શરીરની પુષ્ટિ માટે પુષ્ટિકારક ભોજન મળે છે. જેને સ્વાસ્થ્ય-સૂચક ગાઢ નિદ્રા મળે છે. જે ઘેર સ્વચ્છ જળવાયુનો પ્રયોગ કરે છે. એને શાળામાં કામ કરવામાં અવસ્ય ઓછો થાક લાગશે. પરન્તુ આ વાતો શિક્ષકના હાથમાં નથી હોતી. જ્યારે બાળક શાળામાં આવી જાય છે ત્યારે તે એને માટે બધું કરી શકે છે. શાળાના ઓરડામાં વાયુના આગમનનો પ્રબંધ ઠીક થવો જોઇએ. ઓરડાની હવા, શરદી ગરમી, વગેરેની અસર બાળક ઉપર ઘણી પડે છે. જો આ વાતોનો સારો પ્રબંધ નથી થતો તો બાળકો જલ્દી થાકી જશે. આ વાત નક્કી કરવા માટે પણ પ્રયોગો કરવામાં આવ્યા છે. ઓરડામાં ગરમી વધારીને પવન ઓછો કરીને ત્યાં બેસીને કામ કરનારની માનસિક ક્રિયામાં કેટલો ઘટાડો થાય છે આ વાત શોધી શકાઈ છે. ઓરડામાં હવાની ફેરબદલી થવી જરૂરી છે. જ્યારે પવન અને લૂ ન હોય ત્યારે દરવાજા અને બારીઓ ખુલ્લી રાખવી જોઈએ. ઓરડામાં વધારે ઠંડી કે ગરમી ન હોવી જોઈએ.

બાળકનું સ્વાસ્થ્ય સંભાળવાથી અને કામને રોચક બનાવીને કામ કરવાથી પણ થાક તો જરૂર લાગશે, આ માટે એક વિશ્રામજ મુખ્ય ઉપાય છે. વિષયપરિવર્તન, કાર્યપરિવર્તન વગેરે વાતોનો આપણે શાળામાં પ્રયોગ કરીએ છીએ. આનો પણ અભિપ્રાય એક પ્રકારનો વિશ્રામ આપવાનો છે. વિશ્રામના પણ બે અર્થ થઈ શકે છે. એક તો આ કે જે અંગે લાંબા સમય સુધી કામ કર્યું છે, એને કામમાં ન લેવું, અને બીજાથી કામ લેવું. હાથપગ ચલાવવાથી થાક લાગે છે, તો પણ આપણે એમીને સમાચારપત્ર ધ્યાનથી વાંચી શકીએ છીએ. માનસિક કાર્ય કર્યા પછી આપણે રમત ગમતમાં ભાગ લઈ શકીએ છીએ. આવા પ્રકારનો વિશ્રામ આપણે વિષયપરિવર્તનમાં આપીએ છીએ. પણ આખા શરીરમાં થાક લાગી જવાથી આખા શરીરને વિશ્રામ આપવાની આવશ્યક્તા હોય છે. ઊંઘથી વધારે કોઈ પણ વિશ્રામ નથી હોઈ શકતો. દિવસનું કામ કર્યા પછી આપણે દરરોજ આ વિશ્રામ લઈએ છીએ.

વિષયપરિવર્તન માટે દરેક શાળામાં સમયવિભાગ-ચક્ર (ટાઈમ-ટેબલ) હોય છે. આ ચક્ર થાકના નિયમોને ધ્યાનમાં રાખીને બનાવવું જોઈએ પહેલો નિયમ તો આ છે કે એક જ નિયમ ઘણા વધારે સમય સુધી ન ચાલવો જોઇએ. અને આ સમય બાળકોની ઉમ્મરનો ખ્યાલ કરીને નિયત કરવો જોઇએ. નાનાં બાળકો એક વિષય ઉપર વધારે વખત સુધી ધ્યાન નથી આપી શકતાં. તેઓ ત્રીસ અથવા પાંત્રીસ મિનિટનો સમય પૂરો છે. ૪૫ અથવા ૫૦ મિનિટથી વધારે કોઈપણ વિષય કોઈ પણ વર્ગમાં ન ભણાવવો જોઈએ. બીજો નિયમ આ ધ્યાનમાં રાખવો જોઈએ કે પહેલા કલાકના કામમાં શરીરના જે અવયવો ઉપર શ્રમ પડે તે ઉપર બીજા કલાકના કામમાં ન પડવો જોઈએ. પહેલા કલાકમાં જો ગણિત હોય, તો બીજા કલાકમાં ડ્રોઇંગ રાખવું જોઇએ, પરંતુ વ્યાકરણ નહિ. ત્રીજો નિયમ આ છે કે જ્યારે બાળક શાળામાં આવે છે ત્યારે એની તબિયત

ખુશ હોય છે. અને એનું મસ્તિષ્ક કઠિન કાર્યમાં લાગી શકે છે. આ માટે કઠિન વિષયો પહેલા અથવા બીજા કલાકમાં રાખવા જોઈએ. ઘણાય પ્રયોગો કર્યા બાદ વિષયોની કઠિનતા નક્કી કરવામાં આવી છે. જો ગણિતની કઠિનતા ૧૦૦% માનીએ તો સંસ્કૃતની ૯૦%, શારીરિક કસરતોની ૯૦%, ઈતિહાસ-ભૂગોળની ૮૫%, પ્રકૃતિ નિરીક્ષણની ૮૦%, ચિત્ર અને હસ્તોદ્યોગની ૭૫% લગભગ હશે. વિષયોને સમજી વિચારીને સમય વિભાગમાં રાખવા જોઈએ. આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે લગાતાર માનસિક કાર્ય કરવાથી શરીરમાં ધીરે ધીરે માનસિક થાક ઉત્પન્ન થાય છે, આ માટે આ આવશ્યક છે કે થોડો સમય કામ કર્યા પછી થોડા વખત માટે બાળકોને માનસિક કામમાંથી મુક્તિ આપવી જોઈએ. આ અભિપ્રાયથી બે ત્રણ વખત પંદર અથવા વીસ મિનિટની રજા આપવામાં આવે છે. બાળકની રૂચિનું ધ્યાન વર્તમાનકાળમાં વધારે આપવામાં આવે છે. ઘણીય નવીન શિક્ષણપ્રણાલીઓ એવી નીકળી છે, જેઓનું વર્ણન કરવું અહીં યોગ્ય નથી. તે માટે શિક્ષકોએ બીજી ચોપડી વાંચવી જોઈએ.

*

## ૧૩—બુદ્ધિ માપન.

વર્તમાનકાળના મનોવિજ્ઞાનમાં કોઈપણ વિષય એવો નથી જેના વિષયમાં મનોવિજ્ઞાનવેત્તાઓએ એટલો વિચાર કર્યો હોય. શાળાના બાળકો, કોલેજ અને વિશ્વવિદ્યાલયના બાળકો ઉપર અનેક પ્રકારના પ્રયોગો આ અભિપ્રાયથી કરવામાં આવ્યા છે કે તેમની બુદ્ધિ થોડી ઘણી જાણી શકાય. અને તેઓને શિક્ષણ આપવામાં મદદ મળે. બુદ્ધિ કયી વસ્તુ છે? બુદ્ધિ અને જ્ઞાનનો શો સંબંધ છે? બુદ્ધિની પરીક્ષા કરવાથી કયા પ્રયોગો સુગમ થઈ શકે છે? આ બધી વાતો ઉપર વિચાર કરવામાં આવ્યો છે. આમ તો બુદ્ધિ શબ્દને બધા જાણે છે.

અને બુદ્ધિમાન અને મૂર્ખમા શો ભેદ છે? આને પ્રાચીન કાળથી આજ સુધી બધા જાણતા આવ્યા છે પણ વિજ્ઞાનની દૃષ્ટિથી બુદ્ધિ કયી વસ્તુ છે? અને કયાય ન દ્વારા એને માપી શકાય છે? આ વાત ફક્ત પચીસ યા ત્રીસ વરસથી થોડી થોડી સ્પષ્ટ થઈ શકી છે બુદ્ધિ સબધી દરેક વાતનો ઠીકઠીક અભ્યાસ હજુ સુધી થઈ શક્યો નથી કેટલાય પ્રશ્નો એવા છે જેઓ ઉપર હજુ પણ મતભેદ છે અને ઘણો વાદવિવાદ પણ ચાલુ છે પણ આ સબધમા વિદ્વાનોએ ઘણુ કામ કર્યું છે, અને દરેક શિક્ષકને આ વિષયમા થોડી ઘણી જાણકારી રાખવી આવશ્યક છે, આ જાણકારીથી કેવળ એના જ્ઞાનનો જ વધારો નહિ થાય પણ એને પોતાનુ વિદ્યાદાન કરવામા પણ ઘણી ખરી મદદ મળશે

પ્રાચીનકાળમા તે જ બુદ્ધિમાન સમજવામા આવતો હતો, જેની પાસે બહુ જ વિદ્યા હોય વિદ્વાન થવુ એ ચતુરતાનુ ચિન્હ છે લોકોની આ ધારણા હતી કે જેટલા વધારે વિષયો કોઈ વ્યક્તિ જાણે છે તે તેટલો જ વધારે બુદ્ધિમાન છે જે વ્યક્તિને ઘણી વિદ્યાઓ શીખવાડવામા આવી છે તે બુદ્ધિમાન છે અને બીજે જેને વિદ્યાઓનુ જ્ઞાન નથી તે મૂર્ખ છે મન એ ખાલી કુડ જેવુ છે અથવા કોરા કાગળ જેવુ છે શિક્ષણદ્વારા તે કોરા કાગળ ઉપર જેટલુ વધારે લખવામા આવશે તેટલો જ તે બુદ્ધિમાન થતો જશે અથવા તે કુડમા જેટલી વધારે વિદ્યા ભરવામા આવશે તેટલી જ બુદ્ધિમત્તા તેમા વધતી જશે જ્યા સુધી મનના વિષયમા કોરા કાગળ વાળો સિદ્ધાન્ત માનવામા આવતો હતો ત્યા સુધી બુદ્ધિનુ માપ વિદ્યાદ્વારા જાણી શકાય છે આ વાત ઉપર લોકો વિશ્વાસ રાખતા હતા, અને આ સિદ્ધાન્તનુ ખડન કરવામા આવ્યુ હતુ ત્યારબાદ બીજી કલ્પનાઓ ઉપસ્થિત કરવામાં આવી અને બુદ્ધિના વિષયોમા વિચાર પરિવર્તન શરૂ થયુ

બુદ્ધિ અને વિદ્યામા ભેદ છે મન કોરો કાગળ નથી મનમા ઘણીય શક્તિઓ હોય છે જેનો આપણે વિદ્યાધ્યયનમા પ્રયોગ કરીએ

છીએ. આ શક્તિઓ આપણને વિદ્યા પ્રાપ્ત કરવામાં મદદ કરે છે. અને તે આ પણ નિશ્ચય કરે છે કે પ્રાપ્ત કરેલી વિદ્યાનો પ્રયોગ આપણે ક્યાં સુધી કરી શકીએ છીએ. જે પોતાની વિદ્યાનો પ્રયોગ કરી શકે છે તે વધારે બુદ્ધિમાન છે. મનોવિજ્ઞાન વેત્તાઓએ મન સંબંધી જૂની કલ્પનાઓનું જેમ જેમ સંશોધન કર્યું તેમ તેમ આ પ્રશ્ન ઉપર વધારે પ્રકાશ પડતો ગયો. એટલે શિક્ષકોના લક્ષ્યમાં પણ આ કલ્પનાઓ અનુસાર યથાયોગ્ય પરિવર્તન થવા માંડયું. શિક્ષક પહેલાં તત્ત્વજ્ઞાન આપવું એ જ પોતાનો મુખ્ય ઉદ્દેશ્ય ગણાતો હતો. પણ હવે તે માનસિક શક્તિઓના વિકાસ ઉપર પણ વધારે ધ્યાન આપવા લાગ્યા. તે જાણી ગયા કે બાળકની બુદ્ધિ અને માનસિક શક્તિઓ ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ. ખાલી વિદ્યા પ્રાપ્ત કરવામાંજ શિક્ષકે વધારે જોર ન આપવું જોઈએ. આ વાત પ્રચલિત થવાથી શિક્ષકોના વિચારોમાં પણ એવું પરિવર્તન થયું અને વિદ્યા માટે એટલું ઓછું માન થઈ ગયું કે એક વિદ્યાહીન પરન્તુ બુદ્ધિમાન બાળકની કલ્પના કરવા લાગ્યા. કોઈપણ કલ્પના માટે જ્યારે પ્રતિક્રિયા થાય છે ત્યારે એવું જ થાય છે. થોડા વખતમાં તેમના દિમાગ સ્થિર થવા લાગ્યા. અને બુદ્ધિ વિકાસ માટે વિદ્યાનું હોવું ક્યાં સુધી જરૂરી છે એનું જ્ઞાન થવા લાગ્યું. મનોવિજ્ઞાને ઘણી મદદ કરી. એની સહાયતાથી, કે મનનું માપ કેવી રીતે લેવું જોઈએ. આ સરળ બની ગયું, વિદ્યા કેટલી છે ! આ વાતની પરીક્ષા તો પ્રાચીન કાળથી ચાલતી જ આવી છે. અને તે બધા જાણે છે, પણ મન કેવી રીતે માપવું જોઈએ ! આ પ્રશ્નનો ઉત્તર વર્તમાન કાળમાં જ મળ્યો છે. મનોવિજ્ઞાનવેત્તાઓએ મન માપવાના પ્રકારો જ જાણવાની કોશીશ નથી કરી, પણ તેઓએ મન માપવાનાં માપ આંકડાઓમાં રજૂ કર્યાં છે. ગણિતના અંકોના ઉપયોગને લીધે એક વાતની સરખામણી બીજી વાતથી નિશ્ચિત રૂપથી કરી શકાય છે. પરિમાણાત્મક આંકડાઓ કેટલાય વધારે સારા અને વિશ્વાસ યોગ્ય માની શકાય છે. પણ આ કરેલું

તો બિલકુલ સાચું નથી કે મનના દરેક અંશનું પરિમાણાત્મક માપ થઈ શકે છે પણ પરિમાણાત્મક માપ ખાસ કરીને વિષયાત્મક હોય છે. આ માટે આ જ પ્રયત્ન કરવામાં આવ્યો છે કે જ્યાં સુધી થઇ શકે ત્યાંસુધી પરિમાણાત્મક રીતિથી માપેલા અંશો બરાબર હોય છે

આપણે આગળ કહી આવ્યા છીએ કે વિદ્યાનું માન તો પ્રાચીન કાળમા પણ કરવામા આવતું હતું. વર્તમાનકાળની પરીક્ષાઓ આ વાતનું પ્રમાણ છે. પણ વર્તમાનકાળમાં મનોવિજ્ઞાનવેત્તાઓએ માનસિક શક્તિ માપવાનો પ્રયાસ કર્યો છે. માણસની બુદ્ધિ એને પરંપરાથી જ પ્રાપ્ત થાય છે. પણ તેનો વિકાસ પરિસ્થિતિમાંથી જ થઈ શકે છે પરિસ્થિતિ ધ્યાનમાં રાખ્યા વગર બુદ્ધિનું માપન થઈ શકતું નથી બુદ્ધિની સહાયતાથી માણસ વિદ્યા સુગમ રીતે પ્રાપ્ત કરે છે. વિદ્યા પરિસ્થિતિથી જ મળે છે. આ માટે વિદ્યાનો કંઈને કંઈ પ્રયોગ કરવો આવશ્યક છે. કોઈપણ માણસમાં ગણિત સંબધી બુદ્ધિ છે કે નહિ આ વાત જાણવા માટે ગણિતરૂપી પરિસ્થિતિનો વિચાર કરવો પડે છે.

કેટલાંય વર્ષો થયા, જ્યારે પહેલાં વિદ્યાને બુદ્ધિથી જુદી માપવાનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. મનોવિજ્ઞાનવેત્તાઓએ આ વિચાર કર્યો કે બુદ્ધિનો અનુભવ શારીરિક દશાઓથી થઈ શકે છે. મસ્તિષ્ક ઉપર પૂર્ણ રીતે ધ્યાન આપવામાં આવ્યું. કારણ કે મન અને મસ્તિષ્કમા ઘણો સંબંધ છે. ગાલ (Gall) અને સ્પર્જહીમે (Spurz heim) મસ્તિષ્કના માપ અને બુદ્ધિના સંબંધની કલ્પના ઉપસ્થિત કરી. મોટું માથું હોવું બુદ્ધિમત્તાની નિશાની છે. અને નાનું માથું થવું મૂર્ખતાની નિશાની છે. પછી 'લેવેટરે' માણસના ચહેરાની આકૃતિ, આંખ અને નાકની બનાવટ ઉપર જોર આપ્યું. આ વાતો અઢારમી શતાબ્દિમાં ચાલુ હતી. ઓગણીસમી શતાબ્દિમાં પણ 'લમ્બરામો' એ પણ શારીરિક

ચિન્હો અને બનાવટ ઉપર જોર આપ્યું, જેને અપરાધ વિદ્યાના અધ્યયનમાં ખાસ રુચિ હતી તેણે એક કલ્પના આ પણ ઉપસ્થિત કરી કે અપરાધી બુદ્ધિહીન હોય છે. જે લોકોમાં માનસિક દુર્બળતા હોય છે તે જ અપરાધી' હોય છે. ચતુર મનુષ્ય અપરાધી નથી થઈ શકતા. આ વાતનું ખંડન બર્ટે વર્તમાનકાળમાં કર્યું છે લગભગ પચીસ વર્ષ થયાં પિયર્સને ગણિતના પ્રયોગ કરી આ વાત સિદ્ધ કરી દીધી કે શારીરિક આકૃતિઓમાં અને માનસિક શક્તિઓમાં જેવો સંબંધ કહેવામાં આવ્યો છે તેવો નથી. એણે ગણિતમાં એક નિયમનો ઉપયોગ કર્યો. આ નિયમનું નામ સબંધિત ગુણાકાર (અનુબન્ધ ગુણક) છે. અને આનાથી બે વાતોનો સંબધ માલૂમ કરી શકાય છે. આ ક્રિયાનું વર્ણન અને એના ગણિતના પ્રયોગ બતાવવાની આવશ્યકતા નથી. આ કહેવું મિથ્યા નથી કે ગણિતના આ નિયમના ઉપયોગે બુદ્ધિની પરીક્ષાના પ્રશ્ન ઉપર મોટો પ્રભાવ નાખ્યો છે અને પરિમાણાત્મક રીતિઓનો પૂર્ણ વિકાસ કર્યો છે. જો કોઇ પણ વર્ગના બાળકોએ ભૂગોળ અને ઇતિહાસ જેવા વિષયમાં પરીક્ષા આપીને થોડા ગુણ પ્રાપ્ત કર્યા હોય અને તે નંબરોની આપણે તુલના કરાવી હોય તો સંબંધિત ગુણાકારની ક્રિયાની મદદથી તેઓની તુલના કરી શકીએ છીએ અને બે વિષયોના નંબરોમાં પરિમાણાત્મક સંબંધ સ્થાપિત કરી શકાય છે. બુદ્ધિ માપવાની ઠીક રીતિ શોધવાનું શ્રેય આલ્ફ્રેડ બિનેને છે જેણે પચીસ વરસ પહેલાં આ વિષયનું અન્વેષણ કર્યું હતું. આ સજ્જન ફ્રાન્સ દેશના મનોવિજ્ઞાનવેત્તા હતા, અને ત્યાંના શિક્ષણ વિભાગે તેઓને આ કાર્ય માટે નિયુક્ત કર્યો હતા. કે તે આ વાતને શોધી કાઢે કે પાઠશાળાઓમાં કેટલાં બાળકો એવાં છે કે જે બુદ્ધિહીન ગણી શકાય છે. બુદ્ધિહીન બાળકોને બુદ્ધિમાન બાળકો સાથે રાખીને તેઓથી તે જ કામ કરાવવામાં તેઓનો સમય નષ્ટ થાય છે, અને તે આગામી જીવન માટે તૈયાર નથી થઇ શકતા, જે બુદ્ધિમાન બાળકો કરે છે. તેઓને સારી રીતે શિક્ષણ

આપવા માટે તેઓને અનુકૂળ શાળા હોવી જોઇએ. જેમાં તેઓની બુદ્ધિ અનુસાર જ શિક્ષણપ્રણાલી હોય. આ બુદ્ધિહીન બાળકોને ચૂંટવા માટે બિને બાળકોની જ્ઞાનેન્દ્રિયોની શક્તિની પરીક્ષા કરવા લાગ્યો, પણ આનાથી કંઈ લાભ થયો નહિ કારણ કે આ આવશ્યક નથી કે જે જોવામાં સાંભળવામાં અને ચાખવાની વૃત્તિમાં તીવ્ર હોય તે બુદ્ધિમાન પણ હોય. બિનેએ આ વિચાર્યું કે જે શક્તિને આપણે બુદ્ધિ કહીએ છીએ, એનો ઉપયોગ માણસ ત્યારે કરે છે જ્યારે એની સામે કોઈ નવી સમસ્યા ઉપસ્થિત થાય. જેટલી સુગમતા અને જેટલી શીઘ્રતાથી માણસ કોઈ પણ કઠિન કાર્યને સમજી લે અને કરી લે તે તેટલો જ બુદ્ધિમાન છે. બુદ્ધિમાન બાળક ઘણા થોડા અવસરો ઉપર કિંકર્તવ્યવિમુખ થઈ જાય છે અને એને જ્ઞાન થયા પછી તે પોતાના મનને યોગ્ય માર્ગે લઇ જાય છે. કઠિન પ્રશ્ન સામે આવે ત્યારે તે અંધકારમાં ભટકતો નથી. બુદ્ધિની સહાયતાથી ઉપસ્થિત સમસ્યા ઉપર તે વિચાર કરે છે, એ સાચા માર્ગે જાય છે અને ખોટા માર્ગને જાણી જોઈને છોડી દે છે, આ બધી વાતો ઉપર બિને એ વિચાર કરીને નિશ્ચય કર્યો કે બાળકોને થોડા દાખલાઓ આપીને અથવા તેની ઉંમર બરાબર માનસિક કાર્ય કરાવીને એની બુદ્ધિ માપી શકાય છે.

બિનેએ પોતાના કાર્યમાં એક બીજા મહાશય સાયમનની મદદ લીધી હતી. તેઓએ બાળકને પૂછવા અને કરાવવા માટે લગભગ સાઠ પ્રશ્નો તૈયાર કર્યા. પછી તેમાંથી ૭ કાઢીને ચોપન પ્રશ્નો જ ઠીક સમજવામાં આવ્યા. આને આપણે બીન–સાયમન–કમોટી કહીએ છીએ. થોડા વખત પછી અમેરિકા અને ઇંગ્લાંડથી આ માપનું સંશોધન કરાવવામાં આવ્યું, અને વર્તમાનકાળમાં આ માપમાં ૬૫ પ્રશ્નો રાખવામાં આવ્યા છે. બિનેએ આ પ્રશ્નોને કેટલીય પાઠશાળાઓના હજારો બાળકોને આપ્યા. અને બિનેને અનુભવ થયો કે ઉમ્મર અનુસાર બાળકોએ તે પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા. થોડા પ્રશ્નો

એવા હતા કે, જેઓનો ઉત્તર ત્રણ વર્ષના સાધારણ બાળકો આપી શકતા, અને થોડા એવા હતા કે, જેઓનો ઉત્તર ચારપાંચ વર્ષ સુધીના બાળકો આપી શકતા હતા. આવી રીતે પંદર વર્ષના બાળકો માટે બિનેએ પ્રશ્નો તૈયાર કર્યા હતા. હજારો બાળકોને આપીને એણે આ માપની સત્યતાને પ્રમાણિત કરી. અને બાળકોની બુદ્ધિ તપાસવા માટે આ માપનો પ્રયોગ કરવા લાગ્યા. જે બાળકો પાંચ વર્ષ જેવા બાળકના પ્રશ્નોનો જવાબ આપી શકતા હતા તેઓની માનસિક ઉમ્મર પાંચ ગણવામાં આવી. અને જે બાળકો પાચ વર્ષના હતા, પણ તે ચાર વર્ષના બાળકોના પ્રશ્નોના જવાબ આપી શકતા હતા, તેઓની માનસિક ઉમ્મર ચાર વર્ષની ગણવામાં આવતી હતી. આવી રીતે જે બાળકો જેટલી ઉમ્મર સુધીના પ્રશ્નો કરી શકતા હતા તેટલી જ તેઓની માનસિક ઉમ્મર નક્કી કરવામાં આવતી. કોઈ પણ બાળકની માનસિક ઉમ્મરનું જ્ઞાન થયા પછી કોઈપણ બાળકનો માનસિક ભાગાકાર કાઢી શકાય છે.

$$\text{માનસિક ભાગાકાર} = \frac{\text{માનસિક ઉમ્મર}}{\text{વાર્ષિક ઉમ્મર}} \times ૧૦૦$$

અગર કોઈ બાળકની ઉમ્મર ૧૦ વરસની છે અને તે અગિયાર વર્ષ સુધીના પ્રશ્નો બરાબર કરી શકે છે તો એની માનસિક ઉમ્મર ૧૧ વર્ષની થઈ અને માનસિક ભાગાકાર$\frac{૧૧}{૧૦}\times ૧૦૦ = ૧૧૦$ થયો.

આ નક્કી કરવામાં આવ્યું છે કે વ્યક્તિનો માનસિક ભાગાકાર ૧૪૦ અથવા તેનાથી વધારે હોય છે તેને અપૂર્વ બુદ્ધિમાન સમજવો જોઇએ ૧૨૦ થી ૧૪૦ સુધી મહાન બુદ્ધિમાન, ૧૧૦ થી ૧૨૦ ઉત્તમ બુદ્ધિમાન, ૯૦ થી ૧૧૦ સુધી સાધારણ બુદ્ધિવાળો, ૮૦ થી ૯૦ સાધારણની લગભગવાળો, ૭૦ થી ૮૦ મન્દ બુદ્ધિવાળો, ૭૦ થી નીચે

બુદ્ધિ વગરનો. જે વ્યક્તિનો માનસિક ભાગાકાર ૨૦ અથવા ૨૫ ની લગભગ હોય તો બુદ્ધિમાં તેને પૂરેપૂરો પશુ જ સમજવો જોઈએ.

બિનેના બધા પ્રશ્નોનો ઉલ્લેખ અહીં કરવામાં નથી આવતો. પરન્તુ નમૂના માટે થોડાક પ્રશ્નો લખવામાં આવે છે, જેનાથી એ જાણી શકાય કે બિનેએ કયી કયી વાતો જાણવાની ચેષ્ટા કરી હતી.

**૩ વર્ષના માટે:-**

(૧) પોતાનું નાક, મોં, કાન આંગળીથી બતાવી શકવું.

(૨) અંક જેવા ૪, ૬. ૩, ૭ . ૬, ૮...એક વખત સાંભળીને દોહરાવવા.

(૩) બાળક સ્ત્રી છે કે પુરૂષ એ વાતનું ધ્યાન રાખે છે કે નહિ.

(૪) પોતાનું નામ બતાવી શકે છે કે નહિ.

(૫) સાધારણ વસ્તુઓ પૈસો, તાળું, વાડકો, લોટો, વગેરે ઓળખી શકે છે કે નહિ

(૬) જો એને કોઈ સાધારણ અને સરળ ફોટો બતાવવામાં આવે તો એમાં બેત્રણ વાતો બતાવી શકે છે કે નહિ.

× × ×

**૧૧ વર્ષના માટે:-**

(૪૯) વ્યર્થ અને નકામી વાતો કયા સુધી પકડી શકે છે.

(ક) એક છોકરો સાયકલ ઉપરથી પડીને મરી ગયો. ખબર ...િ તે સારો હશે કે ખરાબ.

(ખ) એક છોકરીએ પોતાને ૧૮ ભાગોમાં કાપી નાખી. કહે-...ય છે કે એણે આત્મહત્યા કરી.

(ગ) એક છોકરાએ શનિવારે આત્મહત્યા ન કરી. કારણ કે તે દિવસ અશુભ ગણવામાં આવે છે.

× × ×

(૫૦) કઠિન પ્રશ્નોના ઉત્તર આપી શકવા—

(ક) કોઇ માણસને જે કંઈ તે કરે છે તેનાથી, નહિ કે જે કંઈ તે કહે છે તેનાથી શા માટે બરાબર જાણી શકીએ છીએ ?

(ખ) કોઈ કઠિન કામ કરવું હોય તો તેના પહેલાં શું જોઈએ.

× × ×

(૫૩) ત્રણ આપેલા શબ્દોનો પ્રયોગ કરીને એક વાકય એક મિનિટમા બનાવી શકે છે કે નહિ? જેવી રીતે બનારસ, દ્રવ્ય, નદી.

પ્રશ્ન પરિસ્થિતિ તથા માનસિક શકિતઓને પૂર્ણ ધ્યાનમાં રાખીને ચૂંટવામાં આવ્યા છે. થોડા પ્રશ્નો સરળ ગણિત, આકૃતિ બનાવવી, તસ્વીર ઓળખવી, તર્ક કરી શકવો, પ્રત્યાકૃત વાતો સમજી શકવી, વગેરે વગેરે વાતોના વિષયમાં બિનેના માપમાં મૂકવામાં આવ્યા છે, આ બધા પાંસઠ પ્રશ્નોની સૂચિ જોવાથી જણાય છે કે પ્રશ્નોમાં મનોવિજ્ઞાનની દષ્ટિએ કંઈપણ ભૂલ નથી. જો તેઓનો પ્રયોગ કરવો હોય, તો પરિસ્થિતિમાં અંતર થવાથી પ્રશ્નોમાં પણ ફેરફાર કરવાની આવશ્યકતા પડશે દરેક દેશ અને સંસ્થામાં એક જ જેવા પ્રશ્નો પૂછી શકાતા નથી, માનસિક શકિતઓ મનુષ્યમાત્રમાં એક જ છે. પણ તેઓનો વિકાસ જુદી જુદી પરિસ્થિતિઓમાં થાય છે. પ્રશ્નોમાં મૌલિક ભેદ કરવાની જરૂર બહુ ઓછી હોય છે. પણ પરિસ્થિતિ અનુસાર ફેરફાર કરવો પડશે. બર્ટે ઈંગ્લંડમાં અને ટર્મેને અમેરિકામાં બિનેના માપનું સંશોધન કર્યું છે. અને એની ત્રુટિઓ દૂર કરવાનો પ્રયાસ કર્યો છે.

હવે આપણે બિનેના માપ ઉપર થોડો વિચાર કરીશું.

જેવું આપણે કરી આવ્યા છીએ, મનોવિજ્ઞાનની દૃષ્ટિએ બિનેએ પોતાનું માપ બનાવવામાં કોઈ ભૂલ રાખી નથી. પરંતુ આ માપ કામમાં લેવા માટે ઘણીય મુસ્કેલીઓ ઊભી થાય છે. પહેલી વાત તો આ છે કે આ માપનો પ્રયોગ કરવામાં સમય ઘણો નષ્ટ થાય છે. જો ફક્ત એક અથવા બે બાળકોની પરીક્ષા કરવી હોય તો તો કોઈ વાંધો નથી. પણ જો સેંકડો બાળકોની પરીક્ષા કરવી હોય તો એક શિક્ષક કેટલા બાળકોની પરીક્ષા લઈ શકે છે એ પણ એક પ્રશ્ન છે. એક બાળકની પરીક્ષા એક જ સમયમાં કરી શકાય છે. કારણ કે પ્રશ્નો મૌખિક પૂછવા પડે છે. જો બુદ્ધિની પરીક્ષા વિસ્તારપૂર્વક કરવી હોય તો એકેક કરીને પરીક્ષા કરવાનું અસંભવ થઈ જશે. અમેરિકામાં ફોજની ભરતી કરવા માટે મનોવિજ્ઞાનવેત્તાઓને કહેવામાં આવ્યું હતું. તેઓએ સમજી વિચારીને એવી પ્રણાલી કાઢી કે જે એકી સાથે કેટલીય વ્યક્તિઓને આપી શકાય. જેવી રીતે સાધારણ પ્રશ્નપત્રો દ્વારા કરવામાં આવતી હતી, તેવી જ રીતે બુદ્ધિપરીક્ષા પણ પ્રશ્નપત્રો મારફત થવા લાગી. મનુષ્યોના મોટામોટા સમૂહોની બુદ્ધિપરીક્ષા પહેલવહેલી અમેરિકામાં કરવામાં આવી. પછી સામૂહિક પરીક્ષાનો પ્રયોગ બીજા દેશોમાં થવા લાગ્યો. સામૂહિક પરીક્ષાને માપોને પણ પ્રમાણિત બનાવવામાં આવ્યા છે.

વર્તમાનકાળમાં સામૂહિક પરીક્ષાનાં કેટલાંય માપ કામમાં લેવાય છે. ટર્મેને અમેરિકામાં ટર્મેન સમૂહપરીક્ષાપત્રો તૈયાર કર્યાં છે. ઇંગ્લાંડમાં બેલાર્ડે ચેલ્સી પરીક્ષા માપ, બર્ડ અને ટામ્પ્સને નાર્થમ્બર લેન્ડ પરીક્ષા માપ બનાવ્યાં છે. સમૂહમાપનનો હવે શાળાઓમાં ખૂબ પ્રયોગ થવા માંડ્યો છે. સમૂહમાપનથી ઓછા સમયમાં ઘણાય બાળકોની પરીક્ષા કરી શકાય છે. પણ આ અવશ્ય માનવું પડશે કે પૂર્ણ જાંચ જુદા જુદા બાળકોની જુદી જુદી જ કરવામાં આવે. ત્યારે જ થઇ શકે છે. સામૂહિક પરીક્ષા લીધા પછી જે બાળકોની બુદ્ધિના માપમાં સંદેહ હોય છે તેઓની બુદ્ધિને બિનેમાપનદ્વારા

નક્કી કરી શકાય છે. લગભગ આ કરવામાં આવે છે. સમૂહમાપનને બનાવવામાં પણ તે જ મનોવિજ્ઞાનના સિદ્ધાન્તોને ધ્યાનમાં રાખવામાં આવ્યા છે. જો તે જીવિત રહે તો તે પોતે જ બધાં સમૂહ માપ તૈયાર કરી લેતો. કોઈ પણ સમૂહમાપ પૂર્ણ રીતે અહીં ન લખી શકાય. પણ થોડા દાખલાઓ ઉપસ્થિત કરવામાં આવે છે.

નીચે લખેલી પરીક્ષાઓ ટામસનના નાર્થમ્બરલેંડમાપનથી ચૂંટવામાં આવી છે —

(૧) નીચે લખેલી શબ્દાવલિની શ્રેણીમાંથી તે શબ્દને કાઢી નાખો, જે શ્રેણીમાં યોગ્ય ન લાગતો હોય—

વાળ, પાંખ, ઊન, ઘાસ,
દાન દયા ક્ષમા બદલો પ્રેમ

× × ×

(૨) નીચે લખેલી અંકમાળામાંથી જે અંક પોતાની શ્રેણીમાં યોગ્ય ન લાગે તેને કાઢી નાખો —

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૬ | ૩ | ૭ | ૩૯ | ૧૩ | પર |
| ૧૮ | ૨૨ | ૩૦ | ૨૪ | ૬ | ૧૨ |

× × ×

(૩) આગળ લખેલી દરેક લીટીના પહેલા બે શબ્દોમાં કંઈક સંબંધ છે, તે શબ્દને ઓળખો અને આપેલા શબ્દોમાં જે શબ્દનો સબંધ ત્રીજા શબ્દની સાથે હોય એની નીચે લીટી દોરો.

બન્દુક, નિશાન લગાવવું, ચપ્પુ, દોડવું, કાપવું, પક્ષી, ટોપી, જોડા, પગ, ટોપી, કોટ, નાક, માથું, કોલર.

× × ×

આ ત્રણ પરીક્ષાઓ કેવળ નમૂનારૂપમાં આપવામાં

આવી છે દરેક પરીક્ષામા કેટલાય અંક અને શ્રેણીઓ હોય છે આ બધા પ્રશ્નપત્રની માફક છાપેલા હોય છે. અને એકેક પ્રશ્નપત્ર દરેક વિદ્યાર્થીને આપી દેવામા આવે છે, દરેક પ્રકારની પરીક્ષા માટે નિયત સમય આપવામા આવે છે. અને એટલા સમયમાં બાળક જેટલું કાર્ય પૂરૂ કરી શકે છે તેટલું કરી નાખે છે. બધા માપ પ્રમાણુ અનુસાર કરવામાં આવ્યાં છે. હવે તેઓથી આ જાણી શકાય છે કે અમુક પ્રશ્નોના શુદ્ધ જવાબ લખવાથી બાળકોની માનસિક ઉમ્મર આટલી છે. ઉપર લખેલા માપોના પ્રયોગ કરવામા એક કઠિનાઈ હજુ છે આમાં પ્રશ્નોને સમજવા અને તેઓને ઉત્તર આપવા માટે બાળકોને ભાષાનુ સારી રીતે જ્ઞાન થવું જરૂરી છે. ભાષાના જ્ઞાન સિવાય આ પરીક્ષાઓમાં સંમિલિત થવું અસંભવ છે આ વાત ધ્યાનમા રાખીને નિરક્ષર બાળકો, થના ગૂંગા અને બહેરાં બાળકો માટે, જે લોકોને ભાષા સારી રીતે નથી આવડતી, થોડી હાથોથી કરવા લાયક પરીક્ષાઓ બનાવી છે. ડ્રીવરે બહેરા અને ગૂંગા બાળકો માટે માપન બનાવ્યું છે અને એને પ્રમાણિત કર્યું છે.

કોઈપણ નવી વાત આરંભ કરવામાં કઠિનાઈઓ સામે જરૂર આવે છે. બુદ્ધિપરીક્ષાના કામમાં જે કઠિનાઈઓ સામે ઉપસ્થિત થઇ છે, તેને મનોવિજ્ઞાનવેત્તાઓએ ઉકેલવાનો પ્રયાસ કર્યો છે. માપમાં જે જે ભૂલો મળે છે તેનું નિવારણ કરવાની બરાબર ચેષ્ટા કરવામાં આવે છે, અને આ પરીક્ષાથી કેટલીક મહત્ત્વપૂર્ણ વાતો શોધાઈ છે તે ઉપર હવે વિચાર કરીશું.

એક વાત તો આ છે કે આ માપ દ્વારા બાળકોની માનસિક શકિતને ઘણી ખરી જાણી શકાય છે. આ માનસિક શક્તિના સમૂહને જેને આપણે પરીક્ષા દ્વારા શોધી શકીએ છીએ પરીક્ષાથી આ વાત વધારે જ્ઞાન થાય છે. જુદાં જુદાં બાળકોમાં બુદ્ધિ જુદા જુદા પરિમાણમાં હોય છે, જેને આપણે તપાસીએ છીએ, કેટલાંય બાળકોમાં આ બુદ્ધિ

હોય છે કે બાળકની પ્રાકૃતિક વૃત્તિઓનો વિકાસ કેવી પરિસ્થિતિમા થયો છે ભાવવૃત્તિ માપવાનો પણ પ્રયત્ન કરવામા આવે છે પણ આ કામ હજુ સુધી એવી સ્થિતિમા પહોચ્યુ નથી કે જેનાથી એવા પરિણામો શોધી શકાયા હોય, જે શિક્ષકને શિક્ષણકાર્યમા વધારે મદદ આપી શકે

બુદ્ધિમાપનના કાર્યમા કેટલીય વાતો એવી હોય છે જેના ઉપર શિક્ષકે ધ્યાન આપવુ જોઈએ અને જેનો પોતાના કાર્યમા પ્રયોગ કરવો જોઈએ આપણે કહી ચૂકયા છીએ કે માનસિક ભાગાકાર શાળામા ભણાવવાથી વધારી શકાતો નથી પ્રાચીનકાળના શિક્ષકોને આ વિશ્વાસ હતો કે તે બાળકને વધારે બુદ્ધિમાન બનાવી શકતા હતા વિદ્વાન બનાવવાનુ શાળાના હાથમા છે, પણ બુદ્ધિમાન બનાવવાનુ નહિ હવે જો બાળકને વધારે બુદ્ધિમાન ન બનાવી શકાય, એની પરપરાથી પ્રાપ્ત થયેલી બુદ્ધિમા પરિવર્તન ન કરી શકાય તો સ્પષ્ટ રીતે આ કહી શકાય છે, કે શિક્ષકને કરવા માટે કઈ વધારે કામ હોતુ નથી પણ ખરી રીતે શિક્ષકનુ કામ ઘણુ મહત્ત્વપૂર્ણ છે એક એવા

જુદા રૂપમાં આપણે ધ્યાનમાં ન રાખીએ અને બધાને સરખા સમજીએ, તો સમય પણ બગડશે અને બાળકોને લાભ પણ નહિ થાય બાળકોની માનસિક શક્તિમાં અંતર થવાથી આપણે દરેક બાળકને જુદી વ્યક્તિ માનવી પડશે. બાળકના વ્યક્તિત્વને ધ્યાનમાં રાખ્યા વગર આપણે પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. પહેલાં તો આપણે માપો દ્વારા આ વાત શોધવી જોઈએ કે કયો બાળક કયી શ્રેણીનો છે. કારણ કે કોઈ પણ બે બાળક એક જેવાં નથી હોતાં. પછી આ વાત પણ આપણને જ્ઞાત થઈ શકે છે કે કોઈપણ બાળકને આગળ ન વધવાનું કારણ એનું બુદ્ધિહીન થવુ છે. અથવા કોઈ પણ બીજી વાત.

બુદ્ધિહીન અને મન્દબુદ્ધિવાળાં બાળકો માટે વિલાયતમાં જુદી શાળાઓ છે. પરીક્ષા કરીને બાળકો ને ત્યાં આગળ મોકલવામાં આવે છે. ત્યાં તેઓનો અભ્યાસ તેઓની બુદ્ધિ અનુસાર ચાલે છે. જ્યારે આપણા ભારતમાં પણ બુદ્ધિમાપનનો ઉપયોગ કરવામાં આવશે ત્યારે આ દેશમાં પણ આવી શાળાઓ ખોલવામા આવશે. સાધારણ શાળાઓના વિદ્યાર્થીઓને ભણાવતી વખતે તેમની બુદ્ધિના વ્યક્તિગત અંતરને ધ્યાનમાં રાખવું, અત્યન્ત આવશ્યક છે. બુદ્ધિમાન બાળકોને તપાસીને યોગ્ય અને કઠિન કામ આપવું આવશ્યક છે અને મન્દબુદ્ધિના બાળકોને તેમને લાયક કામ આપવું આવશ્યક છે. ખરું પૂછવામાં આવે તો આખા વર્ગના બાળકોને એક સાથે ભણાવવું ઉપયોગી માનવામાં નથી આવતું. વર્તમાનકાળમા બાળકોને જુદું જુદું કામ આપીને, તેમને જુદાં જુદાં પોતાનું કામ કરવા દેવાની પ્રથા વધતી જાય છે. વ્યક્તિત્વ ઉપર જેટલું ધ્યાન આપવામાં આવશે તેટલું જ વધારે ધ્યાન આવા પ્રકારના વ્યક્તિગત શિક્ષણ ઉપર આપવુ પડશે. ક્યારે વર્ગ શિક્ષણ અને ક્યારે વ્યક્તિગત શિક્ષણ ઉપયોગી હશે. જુદા જુદા કામ કરવાની પ્રથા ઓછી હતી, પણ હવે તે વધતી જાય છે.

હોય છે કે બાળકની પ્રાકૃતિક વૃત્તિઓનો વિકાસ કેવી પરિસ્થિતિમાં થયો છે. ભાવવૃત્તિ માપવાનો પણ પ્રયત્ન કરવામા આવે છે પણ આ કામ હજી સુધી એવી સ્થિતિમા પહોચ્યું નથી કે જેનાથી એવાં પરિણામો શોધી શકાયા હોય, જે શિક્ષકને શિક્ષણકાર્યમા વધારે મદદ આપી શકે.

બુદ્ધિમાપનના કાર્યમા કેટલીય વાતો એવી હોય છે. જેના ઉપર શિક્ષકે ધ્યાન આપવું જોઈએ અને જેનો પોતાના કાર્યમાં પ્રયોગ કરવો જોઇએ. આપણે કહી ચૂક્યા છીએ કે માનસિક ભાગાકાર શાળામાં ભણાવવાથી વધારી શકાતો નથી. પ્રાચીનકાળના શિક્ષકોને આ વિશ્વાસ હતો કે તે બાળકને વધારે બુદ્ધિમાન બનાવી શકતા હતા. વિદ્વાન બનાવવાનું શાળાના હાથમાં છે, પણ બુદ્ધિમાન બનાવવાનું નહિ. હવે જો બાળકને વધારે બુદ્ધિમાન ન બનાવી શકાય, એની પરંપરાથી પ્રાપ્ત થયેલી બુદ્ધિમાં પરિવર્તન ન કરી શકાય તો સ્પષ્ટ રીતે આ કહી શકાય છે, કે શિક્ષકને કરવા માટે કંઈ વધારે કામ હોતું નથી. પણ ખરી રીતે શિક્ષકનું કામ ઘણું મહત્ત્વપૂર્ણ છે. એક એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી, જેમાં બાળક પોતાની બુદ્ધિનો પૂર્ણ પ્રયોગ કરી શકે. બાળકને એવી રીતે શીખવાડવું કે બુદ્ધિયોગ્ય વાતો જ એને કરવા મળે, અને એના જીવનનો અમૂલ્ય સમય વ્યર્થમાં નષ્ટ કરવામાં ન આવે. આવી વાતો શિક્ષક માટે પૂર્ણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. બાળકને વ્યવસાયનો પ્રયોગ કરવા માટે ઉચિત હદ સુધી ઉત્તેજિત કરવો, એ પણ શિક્ષકનું જ કામ છે. બાળકનું ચારિત્ર્ય ઘડવું, અને જે દેશ અને સમાજમાં રહેવું છે, એને ઉપયોગી બનાવવો, એ પણ શાળાનું કાર્ય અને કર્તવ્ય છે.

જુદા રૂપમાં આપણે ધ્યાનમાં ન રાખીએ અને બધાને સરખા સમજીએ, તો સમય પણ બગડશે અને બાળકોને લાભ પણ નહિ થાય. બાળકોની માનસિક શકિતમાં અંતર થવાથી આપણે દરેક બાળકને જુદી વ્યકિત માનવી પડશે. બાળકના વ્યકિતત્વને ધ્યાનમાં રાખ્યા વગર આપણે પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. પહેલાં તો આપણે માપો દ્વારા આ વાત શોધવી જોઈએ કે કયો બાળક કયી શ્રેણીનો છે. કારણ કે કોઈ પણ બે બાળક એક જેવાં નથી હોતાં. પછી આ વાત પણ આપણને જ્ઞાત થઈ શકે છે કે કોઈપણ બાળકને આગળ ન વધવાનું કારણ એનું બુદ્ધિહીન થવુ છે. અથવા કોઈ પણ બીજી વાત.

બુદ્ધિહીન અને મન્દબુદ્ધિવાળાં બાળકો માટે વિલાયતમાં જુદી શાળાઓ છે. પરીક્ષા કરીને બાળકો ને ત્યા આગળ મોકલવામાં આવે છે. ત્યાં તેઓનો અભ્યાસ તેઓની બુદ્ધિ અનુસાર ચાલે છે. જ્યારે આપણા ભારતમાં પણ બુદ્ધિમાપનનો ઉપયોગ કરવામાં આવશે ત્યારે આ દેશમાં પણ આવી શાળાઓ ખોલવામા આવશે. સાધારણ શાળાઓના વિદ્યાર્થીઓને ભણાવતી વખતે તેમની બુદ્ધિના વ્યકિતગત અંતરને ધ્યાનમા રાખવું, અત્યન્ત આવશ્યક છે. બુદ્ધિમાન બાળકોને તપાસીને યોગ્ય અને કઠિન કામ આપવુ આવશ્યક છે અને મન્દબુદ્ધિના બાળકોને તેમને લાયક કામ આપવું આવશ્યક છે. ખરૂં પૂછવામા આવે તો આખા વર્ગના બાળકોને એક સાથે ભણાવવું ઉપયોગી માનવામા નથી આવતું. વર્તમાનકાળમાં બાળકોને જુદું જુદું કામ આપીને, તેમને જુદા જુદાં પોતાનું કામ કરવા દેવાની પ્રથા વધતી જાય છે. વ્યકિતત્વ ઉપર જેટલું ધ્યાન આપવામા આવશે તેટલું જ વધારે ધ્યાન આવા પ્રકારના વ્યકિતગત શિક્ષણ ઉપર આપવુ પડશે. ક્યારે વર્ગ શિક્ષણ અને ક્યારે વ્યકિતગત શિક્ષણ ઉપયોગી હશે. જુદા જુદા કામ કરવાની પ્રથા ઓછી હતી, પણ હવે તે વધતી જાય છે.

# ૧૪. બાળકોના કેટલાક દોષો, અને તેનું વિશ્લેષણ.

બાળકની મનોવૃત્તિઓ અને તેની માનસિક શક્તિઓના વિષયમા આપણે વિચાર પ્રગટ કરી ચૂકયા છીએ બાળકના મનોવિજ્ઞાનનુ જ્ઞાન થવાથી શિક્ષકને કેટલો લાભ થઇ શકે છે એ વાત આપણે ધીરે ધીરે સ્પષ્ટ કરી ચૂકયા છીએ મનોવિજ્ઞાનના જાણવાથી આ વિદિત થઈ જાય છે કે એક જીવિત જાગૃત વસ્તુની સાથે જેની શક્તિઓનો વિકાસ એક વિશેષ રીતિથી થાય છે કેવો વ્યવહાર કરવો જોઇએ ? એ મનોવિજ્ઞાનદ્વારા શિક્ષક જે શિક્ષણપ્રણાલીનો ઉપયોગ કરે છે તેનો સિદ્ધાન્ત પણ સમજી શકે છે એક મશીનને મિસ્ત્રી ચનાવી શકે છે અને શીખે તે એન્જીનિયર પણ ચલાવી શકે છે. પણ એન્જીનિયર જે કરે છે તે સમજે પણ છે મિસ્ત્રી ખાલી યત્રની માફક જ કામ કરે છે આવી રીતે જો શિક્ષક બાળક સબધી મનોવિજ્ઞાન જાણે છે તે મિસ્ત્રીની માફક નહિ પણ એન્જીનિયરની માફક વ્યવહાર કરે છે તે જે નિયમો કામમા લાવે છે એનુ મૌલિક કારણ પણ સમજે છે આ માટે જ્યારે એની સામે કોઈ નવી જાતની મુસ્કેલી ઊભી થાય છે ત્યારે તે એને સમજી શકે છે અને એનો ઉચિત ઉપાય કરી શકે છે બધા બાળકોમા એક જ પ્રકારની પ્રાકૃતિક પ્રવૃત્તિઓ હોય છે અને તેઓનો વિકાસ પૃથક્ પરિણામમા હોય છે. બાળક અભિપ્રાયને સમજનાર અને અભિપ્રાયને સામે રાખીને કાર્ય કરનાર પ્રાણી છે બે બાળકોની સામે એક જ ઉત્તેજના ઉપસ્થિત થવાથી તેઓનો વ્યવહાર એક જેવો થવો આવસ્યક નથી એક જ વ્યક્તિ જુદે જુદે સમયે જુદા જુદા વ્યવહારો કરે છે કોઇ પણ વિશેષ પ્રકારનો વ્યવહાર કેમ થયો ? તે ઉચિત છે અથવા અનુચિત છે ? તે અનુચિત હોય તો એને ઉચિત માર્ગે કેવી રીતે લાવવો જોઈએ, આ બધુ શિક્ષકોએ જાણવુ જોઈએ આપણે બધા બાળકોના થોડા તે વ્યવહારોનો, જે ઘણુ કરીને શિક્ષકની સામે સમસ્યાના રૂપમાં ઉપસ્થિત

હોય છે, અને એને ચિન્તામાં નાખી દે છે. તેનો ઉલ્લેખ કરીશું. અને એ પણ બતાવીશું કે કયી વખતે શિક્ષકે કયો ઉપાય કામમાં લેવો જોઈએ. પણ જે કંઈ પાઠક આગળ રજૂ કરવામાં આવે છે તેને નિયમાવલિ ન સમજી લેવી જોઈએ. સમજદાર શિક્ષકે હમેશાં મુશ્કેલી ઉપર વિચાર કરવો જોઈએ અને કાળ અને પાત્ર અનુસાર વ્યવસ્થા કરવી જોઈએ. અહીં લખેલી વાતો ફક્ત વિચારને ઉત્તેજિત કરવા માટે છે.

શિક્ષકનાં બે મુખ્ય કાર્ય છે. બાળકને વિદ્યા આપવી અને એને સુચારિત્ર્યવાન બનાવવો. આ ઉદ્દેશથી બાળકને થોડા મુખ્ય વિષય શીખવાડવા પડે છે અને શાસન કરવું પડે છે. જે વાતો ઉપર આપણે વિચાર કરીશું તે આ વાતોથી સંબંધ રાખે છે. આ વાતો ઉપર વિસ્તારપૂર્વક વિચારતો શિક્ષક પ્રણાલી અને શાસન પ્રણાલીની ચોપડીઓમાં થઈ શકે છે. પણ મનોવિજ્ઞાન જાણનાર શિક્ષકે દરેક ઘટનાનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિશ્લેષણ કરવું જોઈએ. આ વાતો ઉપર સંક્ષિપ્ત રૂપથી થોડો વિચાર કરવો આપણે આવશ્યક સમજીએ છીએ. શિક્ષક પ્રાયઃ આ અનુભવ કરે છે કે બાળક બરાબર પોતાનો પાઠ નથી વાંચતો. વાંચવામાં ભૂલો કરે છે. ગણિત એની સમજમાં આવતું નથી. વર્ગમાં બાળક ધ્યાન નથી આપતો કામમાં શિથિલતા કરે છે. કયારે કયારે નાની વાતોમાં પણ જૂઠું બોલે છે અથવા નાની મોટી વસ્તુઓ ચોરી લે છે વગેરે વગેરે ઘણુંય એવા દોષોનાં વાસ્તવિક કારણો આપણે મનોવિજ્ઞાનથી શોધી શકીએ છીએ. સાચાં કારણોનું વિશ્લેષણ થવાથી એના યોગ્ય ઉપાયો થઈ શકે છે. નહિ તો જ્યાં પ્રેમ અને સહાનુભૂતિથી કામ લેવું જોઈએ ત્યાં દંડ આપવામાં આવે છે અને દોષનું નિવારણ ન થતાં તેની વૃદ્ધિ થઈ જાય છે. એટલે બાળકોને સુધારવા માટે તેઓની રુચિ અને મનોવૃત્તિઓને બરાબર સમજવી જોઈએ.

(૧) અસત્ય બોલવુ :—સત્યવાદી થવા માટે સસારમા બધા ઉત્પન્ન થાય છે અને બધા એને ઉત્તમ સમજે છે જો બાળક અસત્ય બોલે છે તો માતા, પિતા અને શિક્ષકને ખેદ થાય છે અને તેઓ ખરાબ ટેવથી બાળકને છોડાવવા માગે છે બાળક વેર મૂકેલી મિઠાઈ ખાઈ જાય છે અથવા કાચનો પ્યાલે તોડી નાખે છે શાળામા શાહીનો ખડીઓ ફોડી નાખે છે અને પછી તે એમ નથી કહેતો કે આ ગુનો મે કર્યો છે પૂછવામા આવે ત્યારે જૂઠુ બોલે છે અને કહી દે છે કે મે નથી કર્યો ક્રોધમા આવીને શિક્ષક અથવા માતાપિતા એને લાત મારે છે અને આશા રાખે છે કે માર ખાઈને તે અસત્ય બોલવુ છોડી દેશે આ સભવ છે કે કયારે કયારે દડથી સફળતા મળી જાય છે પણ આમનો વિચારવા લાયક છે અને દરેક વખતે દડ દેવો તે ઉચિત પણ નથી

બાળકોનુ અસત્ય કેટલીય જાતનુ હોય છે, તેઓની અસત્યતામાં અને મોટા માણસોની અસત્યતામા થોડુ ક અતર હોય છે

(૧) કયારે બાળકને 'આ મે નથી કર્યું' એમ કહેવાની યત્રવત્ ટેવ પડી જાય છે અને તે સમજ્યા વિચાર્યા વગર વારવાર કહી દે છે કે 'મે નથી કર્યું' ભને એનો વિચાર એમ કહેવાનો હોય કે નહિ બાળકના વ્યવહારને વારવાર તપાસવાથી આ વાત શોધી શકાય છે

(૨) કયારે કયારે બાળક 'મે નથી કર્યુ' એમ કહેતી વખતે કરનાર માણસનુ નામ પણ બતાવે છે, ભાઈએ તોડયુ છે અથવા સાહેબના આવવાથી તૂટી ગયુ છે તેમ કહી દે છે, પોતાની જ યાએ બીજાનુ નામ પણ મૂકી દે છે, લગભગ આ જોવામા આવે છે કે તે એવી વ્યકિતના માથે આ દોષ નાખે છે, જેના ઉપર આપત્તિ આવી નથી શકતી, એનાથી તરત ખબર પડી જાય છે કે તે પોતાના માથા

ઉપરથી આપત્તિ દૂર કરવા માટે માર ઝૂડથી તે વખતે કામ ચાલતું નથી. સહાનુભૂતિથી સાચી વસ્તુ શોધી શકાય છે.

(૩) ખાસ કરીને બાળકોને ભયને લીધે અસત્ય બોલવાની ટેવ પડી જાય છે. મારની તેઓને બીક હોતી નથી. પણ ડરની પ્રાકૃતિક પ્રવૃત્તિને લીધે આમ બને છે. કેટલીય વખત ડર આ વાતનો રહેલો કે જે વ્યક્તિ એનાથી પ્રસન્ન છે તે અપ્રસન્ન થઇ જશે. કારણકે તે વ્યક્તિઓમાં એને હંમેશાં રહેવું પડે છે, એને ડર આ લાગે છે કે બાળકને સાચું કહી દેવાથી જે સમૂહમાં તે રહે છે એમાં ગડબડ થઈ જશે અને એનું સુખમય જીવન દુઃખી બની જશે. આવી સ્થિતિમાં જો મારઝૂડ થાય છે તો આપત્તિ વધી જાય છે. અને તે આગળ ચાલીને એવાં ષડ્યંત્ર રચે છે કે જેમા તેને ઝઘડાથી બચવાની સંભાવના ચોક્કસ હોય. તેને જે સામાજિક સમૂહ, જેમાં તેને રહેવું પડે છે, એને કોઇ પણ રીતે આ વિશ્વાસ કરાવી દે કે સત્યવાદી થવાથી બધા લોકો પ્રસન્ન રહેશે તો એનો ડર જતો રહેશે. અને તે સત્ય બોલવાનું ઉચિત સમજશે. કારણ કે તે નિશ્ચિત રૂપથી સમજી જશે કે આમ કરવાથી એના સમૂહની પ્રસન્નતામાં કોઈ પણ જાતનું વિઘ્ન ઉપસ્થિત નહિ થાય. બાળકમાં હંમેશાં આ વિશ્વાસ કરાવવો યોગ્ય છે કે બધા લોકો તેનો ભરોસો કરે છે.

(૪) કયારે કયારે ઘણીય વાતોનો, જેને આપણે અસત્ય સમજીએ છીએ, કારણ આ થાય છે કે બાળકની પોતાના ભાવ અને વિચાર કરવાની શક્તિ બરાબર હોતી નથી, તે પોતાના વિચારોને સારીરીતે પ્રગટ નથી કરી શકતા. કહેવાની ઇચ્છા બીજી હોય છે અને બીજુ કંઈ કહી જવાય છે. સાંભળનારું આ સમજે છે કે તે વાત છુપાવે છે અને અસત્ય બોલે છે. આવા બાળકનું નિરીક્ષણ કરીને એને પોતાના ભાવો ને સારી રીતે પ્રગટ કરવાનો અભ્યાસ કરાવવો જોઈએ.

(૫) નાનાં બાળક અને ખાસ કરીને તે, જેઓમાં કલ્પના

કરવાની ઘણી રૂચિ હોય છે કેટલીય વખત પોતાના ખેલની દુનિયાને વાસ્તવિક સસારથી મેળવી દે છે અને કાલ્પનિક વાતો કહે છે, જે આપણને ખોટી લાગે છે બાળક અસત્ય ઘટનાઓ વિષે વાત કરે છે જો તે ક્યાક મેળામા અથવા યાત્રામા ગયો હોય, અને પાછો આવે ત્યારે એને કહેવામા આવે ત્યારે તે ઘણાય ખોટા ગપ્પા મારશે. આવા બાળકને મિથ્યા વિચારોથી દૂર કરીને વાસ્તવિક વિચારો ઉપર લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ દરેક મામલાને બાળકની ઉમ્મર અને સમજ અનુસાર સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ મોટા બાળકોને વિશ્વાસ આપીને અને સમજાવીને કામ લેવાથી લાભ થઇ શકે છે તેઓના ઉપર ખોટો ક્રોધ કરવાથી કામ ચાલતુ નથી

**(૨) ચોરી કરવી :**—બાળકની ચોરીમા અને મોટાઓની ધાડમા બહુ થોડુજ અતર છે જો કે આ વાત સાચી છે કે નાના ચોરમાથી જ મોટા ડાકૂ બને છે જો ચોરી અભિપ્રાય વગર આરભ થાય છે તો તે આગળ જતા બીજુ રૂપ ધારણ કરે છે આ માટે શરૂઆતમા જ બાળકને ચોરીથી બચાવવો જોઈએ આ વિષયમા એક વાર્તા પણ છે એક છોકરો હતો એ દરરોજ શાળામા પેન પેન્સીલ વગેરે ચોરી કરીને લાવતો હતો એનીથી માતાને એ બહુ સારૂ લાગતુ હતુ એની આ ટેવ આગળ જતાં એટલી વધી ગઈ કે તે મોટો ચોર બની ગયો અને મોટી મોટી ચોરીઓ કરવા લાગ્યો એક દિવસે એણે રાજાના મહેલમા જઈને ચોરી કરી અને દુર્ભાગ્ય વશ પકડાયો ન્યાયાલયે તેને ફાસીની સજા ફરમાવવામા આવી ફાસી વખતે એને કહેવામા આવ્યુ કે જે કઇ એની અતિમ ઇચ્છા હોય તે પૂર્ણ કરી શકે એના કથનાનુસાર એને માતાથી વાત કરવાની આજ્ઞા આપવામા આવી એણે માતાને કાનમા કઈ કહેવાના બાનાથી એનો કાન તોડી નાખ્યો અને જ્યારે આન કારણ પૂછવામા આવ્યુ ત્યારે કહ્યુ કે આ માતાએ જ મને

બચપણથી ચોરી કરવાનું શીખવાડ્યું છે. જો મા મને ચોરી કરવાથી રોકતી હોત તો હું આવડો મોટો ચોર ન બની શકત. આવી રીતે સ્પષ્ટ છે કે બચપણની ચોરી કરવાની ટેવથી જ આગળ જતાં મોટી ચોરી કરવાની ટેવ પડી જાય છે અને એનાં પરિણામ બહુ ભયંકર આવે છે.

નાનાં નાનાં બાળક ઘેર મિઠાઈની ચોરી કરે છે, રમતની વસ્તુઓની ચોરી કરે છે. અથવા શાળામાં ચપ્પુ, કલમ, પેન્સિલ, વગેરે ચોરે છે. ઘણીય નાની નાની વસ્તુઓ તેઓને આકર્ષિત કરે છે. અને તેને તે અપનાવવાની ચેષ્ટા કરે છે. બીજાની પાસે જે વસ્તુઓ છે તે મારી પાસે પણ હોવી જોઈએ. આ વાત બાળકના મનમાં ઉત્પન્ન થાય છે. ક્યારે જિજ્ઞાસાને લીધે અને ક્યારે મમતાને લીધે. બાળક વસ્તુઓને લઈ લે છે. આવા વ્યવહારની જડ કેવળ એની પ્રાકૃતિક પ્રવૃત્તિઓ છે અને એના વ્યવહારમાં ફક્ત એનો વિકાસ જ પ્રતીત થાય છે. ઉચિત અને વ્યવહારિક થવાથી આપણને તે સારો લાગે છે અને અયોગ્ય બાજુ જવાથી આપણને તે દોષિત પ્રતીત થાય છે. જે બાળક શાળામાં આવી જાતની ચોરી કરે છે તેઓના વિષયમાં પહેલાં તો એ જાણવું જોઈએ કે કયા પ્રકારના ઘેરથી આવે છે અને તેઓનું શિક્ષણ કેવું છે? જે વસ્તુઓને અપનાવવાની ચેષ્ટાથી ચોરી કરે છે તેને માટે ઉપાય આ જ છે કે થોડી વસ્તુ એને અપનાવવા માટે આપવામાં આવે અને, તેને એ વિશ્વાસ કરાવવામાં આવે કે તે આપણી છે, તે એ બધી વસ્તુઓનો માલિક છે, તે બધી વસ્તુઓ એણે સંભાળીને રાખવી જોઇએ. બાળકને પોતાની વસ્તુઓની વાસ્તવિક મમતા હોવાથી તે બીજાની મમતાનો પણ અનુભવ કરી શકે છે. જ્યારે તે પોતાની વસ્તુનું મમત્વ સમજી શકશે ત્યારે તે આ પણ સમજી શકશે કે બીજાની વસ્તુ એની નથી. ઘણાય ચોર બાળક શાળામાં વિશ્વસનીય કાર્ય ઉપર નિયુક્ત કરવાથી સુધરી જાય છે.

એક વિશેષ અવસ્થા ઉપર પહોંચીને બાળકમાં પોતાને સારો

બતાવવાની પ્રવૃત્તિ બીજા આગળ જાગૃત થાય છે. આપણા સાથીઓમાં તે પોતાને મહત્ત્વપૂર્ણ સમજવા લાગે છે. ક્યારે પોતાના સાથીઓને પૈસા આપે છે અને ક્યારે ચોપડી, રૂમાલ, ટોપી, વગેરે કિંમતી વસ્તુઓ વેચાતી લઈને બતાવે છે કે તે બીજા મિત્ર કરતાં સારો છે આમ કરવા માટે પૈસાની જરૂર હોય છે. તે જાણે છે કે માબાપ પાસે માગવાથી નહિ મળે આ માટે ડરતાં ડરતાં તે માતાના પાકીટમાંથી અથવા પિતાના ખીસ્સામાંથી કાઢી લે છે. એવું કરતી વખતે બાળક પોતાને મોટો બતાવવાની ભાવનાથી જ ઉત્તેજિત થાય છે. એનો બીજો કંઈ પણ અભિપ્રાય થતો નથી. અને જે કંઈ તે કરે છે એના ગુણદોષોનું એને જ્ઞાન પણ હોતું નથી. અજ્ઞાની ચોરની માફક તે ચોરી કરે છે બાળક માટે અમુક ખિસ્સાખર્ચ બાંધી દેવાથી–જેનો તે ઈચ્છા મુજબ વ્યય કરી શકે છે–આનાથી ઘણો લાભ થઈ શકે છે. થોડી મમતા પૈસા માટે ઉત્પન્ન થવાથી એને બચાવવાની ટેવ પણ પડી જાય છે, થોડી ચોરીઓ બચપણમાં અજ્ઞાન અને નાસમજને લીધે હોય છે. થોડા સમય સુધી બાળકને આ વાતનું જ્ઞાન હોતુ નથી કે વસ્તુઓ બજારમાંથી વેચાતી લેવામાં આવે છે. ઘણાંય નાનાં બાળકો આ સમજે છે કે બજારમાંથી ફક્ત વસ્તુઓ જ લાવવામાં આવે છે. દ્રવ્ય ક્યાંથી આવે છે, આપલે કેવી રીતે થાય છે, આનું બાળકોને જ્ઞાન હોતું નથી. તે ફક્ત પોતાની મમતાની તૃપ્તિ કરવા માટે વસ્તુઓને અપનાવી લે છે. પરંતુ ઘરનું દુ:ખ અને માતાપિતાની બેદરકારીને લીધે કેટલાંય બાળકો ચોરી કરવાનું શીખે છે. ઘણીય વાતો સામાજિક છે. જેઓ ઉપર અહીં વિચાર કરવાની જરૂર નથી. મોટું બાળક જ્યારે પહેલવહેલું ચોરી કરે છે અને પકડવામાં આવે છે ત્યારે એને દુ:ખપણ ઘણું થાય છે અને એના મન ઉપર ગંભીર અસર પડે છે. બાળકની પ્રકૃતિ અનુસાર તેને સારા માર્ગે વાળવાનો પ્રયાસ કરવો જોઈએ.

**(૩) આળસ અને શિથિલતા :–**ક્યારે ક્યારે એવું પણ જોવામાં

આવે છે કે વર્ગમાં કોઈ કોઈ બાળક એવું હોય છે કે જે શિથિલ થઈને બેસી રહે છે, કોઈ પણ કામમાં મન નથી લાગતું. જે બાજુ બીજાં બાળકો જાય છે તે બાજુ જવું તે પસંદ કરતું નથી અને ચૂપચાપ બેસી રહે છે. થોડું દુઃખ, થોડો ક્રોધ, થોડી નિર્બલતા એના મોં ઉપરથી દેખાય છે. આવી સ્થિતિ ઉપર વિચાર કરવા માટે આપણે આ માની લઈએ છીએ કે શિક્ષક બાળકોનું ધ્યાન આકર્ષિત કરવા માટે પ્રયત્નશીલ હોય છે, અને શિક્ષણનું કામ બાળકોની રૂચિ અનુસાર કરાવે છે, આ દશાનું પહેલું કારણ તો કોઈ શારીરિક દોષ થઈ શકે છે. આવાં બાળકો ડોક્ટરને બતાવવાં જોઈએ. આ ઉપરાંત તેઓની બુદ્ધિપરીક્ષા કરવી જોઈએ. જો તે મન્દબુદ્ધિ અથવા બુદ્ધિવિહીન શ્રેણીના હોય તો તે વર્ગ અને શાળાને યોગ્ય નથી. તેઓથી જે કામ કરાવવામાં આવે છે તેઓમાં એમની રૂચિ નથી હોતી. તેઓને માટે શિક્ષણનો જુદો પ્રબન્ધ કરવાથી તેમની દશા સુધરી શકે

**(૪) આજ્ઞા ભંગકરનાર બાળક અને સ્વતંત્ર શાસન પ્રણાલી:**-કેટલાય બાળકો એવા હોય છે જેમના વિષયમા આપણુ આ અનુમાન હોય છે કે તે આજ્ઞાકારી નથી આજ્ઞાકારી બાળકને બધા ચાહે છે મોટાઓની આજ્ઞા માનવાનો આદેશ દરેક વખતે આપવામાં આવે છે બાળકને કોઈ કામ માટે કહેવામા આવે છે અને તે ના કહી દે છે. શિક્ષક એને યાદ કરવા માટે અથવા દાખલા ગણવા માટે કહે છે પણ તે નથી કરતો આજ્ઞા ન માનવામા બાળકનો શો અભિપ્રાય છે તે જાણવુ જોઈએ. આ સબંધમા એણે યાદ રાખવુ જોઈએ કે નાનો બાળક ન તો આજ્ઞાનો અર્થ સમજે છે અને એનો વ્યવહાર પણ આજ્ઞા ભગ કરવાના અભિપ્રાયથી નથી હોતો. આજ્ઞા ન માનવામા કેટલાય કારણો થઈ શકે છે એક કારણ તો આ છે કે બાળકને એક કાર્યથી જેમા એ પહેલેથી જ પ્રયત્નશીલ છે દૂર કરીને બીજા કાર્યમા લગાડવા માટે વધારે પ્રયત્ન કરવો પડે છે. મન લાગ્યા પછી એને દૂર કરવામાં વ્યવસાયની જરૂર પડે છે પછી આજ્ઞા માનવામાં કાર્ય ઉપર પણ ઘણુ ખરું નિર્ભર હોય છે, અને એમા બાળકની રૂચિ કયાં સુધી છે એ પણ જોવુ પડે છે આપણે આ સમજવા લાગીએ છીએ કે બાળક દાખલાઓ ન કરીને આજ્ઞાનું પાલન નથી કરતો આ માટે તે અપરાધ કરે છે પણ આ સાચું નથી વાસ્તવમા તે રૂચિ ન હોવાને લીધે દાખલાઓ નથી કરતો.

શિક્ષકે કામમા રૂચિ ઉત્પન્ન કરવી જોઈએ મોટો થાય પછી બાળક વ્યવસાયનો ઉપયોગ કરી શકે છે

આજ્ઞાભગનું એક બીજું પણ કારણ હોય છે. ઘણાય મા બાપ અને શિક્ષક પોતે જ બાળકોને બગાડે છે બગાડવાની મુખ્ય રીત બાળકને લાલચ આપીને કામ કરાવવાની છે. "જો દવા ખાઈશ તો પૈસો મળશે, જો લેશન કરશો તો સાંજના રમવા મોકલીશ જો પાઠ યાદ કરશો તો ગોળીઓ આપીશ" વગેરે પ્રયોગો એવા છે,

જેને કોઈ ખાસ પ્રસંગે કામમાં લેવા બીજી વાત છે પરંતુ, બાળકને તેના આધીન બનાવી દેવો એ એને આજ્ઞાભંગ કરનાર અને અપંગ બનાવે છે.

કેઇ વખત તો આજ્ઞાભંગનું કારણ કંઈ બીજું જ હોય છે. મનુષ્યનો એ સ્વભાવ છે કે કોઈ વાત એનાથી છૂપાવવામા આવે, યા ન કરવાનું કહેવામાં આવે તો એનાથી ઊલટું કરવાની પ્રેરણા થાય છે જો બાળકને કહેવામાં આવે કે ચોપડી ન ઉઘાડશો, તો તે ચોક્કસ ચોપડી ઉઘાડીને જોવાની ચેષ્ટા કરશે ઊલટી સૂચના પણ કોઈ વખતે ઊંધું કરી દે છે. અધ્યાપકે આજ્ઞા આપવામા સાવધાન રહેવું જોઇએ. આજ્ઞા જ્યા સુધી બને ત્યા સુધી 'આવું કરો' એવી હોવી જોઈએ. નહિ કે 'આવું ન કરો' વળી આજ્ઞા આપવાની રીત પણ એવી જોઈએ કે જેનાથી બાળકને કોઇ પણ પ્રકારનો સંકેત ન મળે.

કે જેઓનો ભાર બાળકો ઉપર જ છોડી શકાય છે. બાળકમાં ધીરે ધીરે આત્મસમ્માનનો સ્થાયી ભાવ ધાર્મીય સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન કરી શકાય છે, આ સંસ્થાઓ અને પ્રણાલીઓનું વર્ણન કરવાની અહીં જગા નથી પણ શિક્ષકે આ ન સમજી લેવુ જોઈએ કે મનોવિજ્ઞાનના સિદ્ધાન્તોથી આ સ્પષ્ટ થઈ ગયું છે કે શાળાના શાસનમાં અને પોતાના ચારિત્ર્યગઠનમા બાળકે પૂર્ણ ભાગ લેવો જોઇએ.

હવે આપણે શાળાના વિષયોની શિક્ષણશાસ્ત્ર સંબંધી વાતો ઉપર વિચાર કરીશું. પશ્ચિમાય દેશોમાં જેવી રીતે બુદ્ધિપરીક્ષા માટે માપન તૈયાર કરવામાં આવ્યાં છે તેવી જ રીતે તે બધાય વિષયો ઉપર જે પાઠશાળામાં ભણાવવામા આવે છે, થોડી પરીક્ષાઓ તૈયાર કરવામાં આવી છે. મનોવિજ્ઞાનની દષ્ટિથી જે ત્રુટિયો સાધારણ પરીક્ષામાં છે તે પરીક્ષાઓને બનાવવામાં તે દોષોને દૂર કરવાની ચેષ્ટા કરવામાં આવી છે. દરેક વિષય ઉપર પરીક્ષાઓ તૈયાર કરવામાં આવી છે. અને તેઓને હજારો બાળકોથી કરાવીને માપંનને પ્રામાણિક બનાવવામાં આવ્યું છે. વિલાયતની પાઠશાળાઓની શિક્ષણપ્રણાલી આપણાથી જુદી છે, વિષયો પણ જુદા જુદા છે, એટલા માટે એ પરીક્ષાઓનો ઉલ્લેખ કરવો પણ વ્યર્થ છે, હાં આ કહેવું અયોગ્ય નહિ થાય કે હવે તે સમય આવી ગયો છે જ્યારે અમે આ પ્રાન્તોમાં જે વિષય શીખીએ છીએ તેઓ ઉપર પરીક્ષાઓ બનાવીને તેઓને પ્રામાણિક બનાવીએ જેનાથી આપણી પરીક્ષાપ્રણાલીમાં મનોવિજ્ઞાનની દષ્ટિએ સુધારો થાય.

જાણી લેવું કે બાળક કોઈ પણ વિષયમાં કમજોર છે તે પૂરતું નથી દરેક વિષયમાં કેટલીય માનસિક શક્તિઓનો પ્રયોગ હોય છે. જેવી રીતે નિરીક્ષણ કરવુ, સમજવું, કલ્પના કરવી, તર્ક કરવો વગેરે. બાળક ગમે તે માનસિક વ્યાપારને સારી રીતે કરી શકે છે. પણ કોઇમાં તેને મુશ્કેલી હોય છે. જ્યાં સુધી શિક્ષક દરેક વિષયના આવશ્યક માનસિક વ્યાપારોને જાણીને, તેઓનું વિશ્લેષણ નથી કરી શકતો, ત્યાં સુધી ન તો તે બાળકના ગુણદોષોને સમજી શકે છે અને ન તો દોષોનું નિવારણ કરી શકે છે. વાચન લઈએ, કોઈપણ એક બાળકને પાઠ વાંચવાનું કહેવામા આવે છે જો શિક્ષક જાણે છે કે કયા કયાં કારણોને લીધે વાંચવામા દોષ ઉત્પન્ન થાય છે અને તેમાંથી કયા દોષો બાળકમાં છે ત્યારે જ તે એના નિવારણનો યોગ્ય પ્રયાસ કરી શકે છે.

વાંચવામા ચાર મુખ્ય ગુણ માનવામાં આવ્યા છે. (૧) શુદ્ધ ઉચ્ચારણ અને ધ્વનિપૂર્વક વાચી શકવું. ખરું પૂછવામાં આવે તો વાંચવુ એક યંત્રવત્ ગુણ છે. આ ગુણમાં વધારે માનસિક વ્યાપારની આવશ્યકતા નથી પડતી. જો બાળકના વાંચવામાં દોષ છે તો ઠીક ધ્વનિ કેવી રીતે ઉત્પન્ન કરવી જોઈએ. આ બાળકને શીખવાડવું ઉચિત છે. ઉચ્ચારણશાસ્ત્ર આ વિષયમાં બધું બતાવી શકે છે. (૨) ઠીક ગતિ સાથે વાંચવું. ન તો વધારે ઝડપથી, ન તો બહુ ધીરે ધીરે વાંચવું જોઈએ, આ દોષમા માનસિક વ્યાપાર અથવા શારીરિક વ્યાપાર એ-માંથી ગમે તેમાં ત્રુટિ થઈ શકે છે. સંભવ છે કે અક્ષરોને બાળક જલ્દી ન ઓળખી શકતો હોય જીભ લથડાતી હોય અથવા એને રોકાઇને વાચવાનુ કારણ અંતક્ષોભ હોય (૩) ભાવુકતા. આ માનસિક વ્યાપાર ઉપર પૂર્ણરીતિથી નિર્ભર છે. જો બાળકની અંત-ક્ષોભની સ્થિતિમાં થોડી પણ ગરબડ હશે તો આ દોષ તરત જ ઉત્પન્ન થઇ જશે. ડરીને કામ કરનાર બાળક કયારે પણ ઠીક વાંચી શકતો નથી. વાંચતી વખતે શિક્ષકનો ડર બીલકુલ દૂર થઈ જવો જોઈએ. (૪) સમજપૂર્વક વાંચવું. વાંચવાનો અર્થ જો પોપટની

માફક બોલવાનો હોય તો તે વૃથા છે, બાળક જે વાંચે છે એને સમજે છે કે નહિ આ જાણવું આવશ્યક છે.

વાંચવાનો મુખ્ય ઉદ્દેશ આ બધાં લક્ષણોથી આ જ પ્રતીત થાય છે કે વાચનાવી વાચનાર બીજી વ્યક્તિના વિચાર જ્ઞાન અને ભાવને એક નિયત સમયમા સમજી શકે અને ત્રીજી વ્યક્તિના ભાવને પ્રગટ કરી શકે શિક્ષક પ્રાયઃવાંચવાના તે ભાગ ઉપર વધારે ધ્યાન આપે છે જે યત્રતત્ હોય છે અને એની ત્રુટિઓને દૂર કરવાનો પ્રયાસ કરે છે પણ વધારે ધ્યાન વાચનાના માનસિક વ્યાપાર ઉપર આપવું જોઈએ. માનસિક વ્યાપારના બે મુખ્ય અંગો છે. એક બુદ્ધિ-વિષયક અને બીજુ અંત ક્ષોભ સંબંધી. ઘણાય શિક્ષકો આ અનુ-માન કરે છે કે કોઈ પણ પાઠને સમજપૂર્વક વાંચવામાં બાળકને ફક્ત બુદ્ધિવિષયક અંગનો પ્રયોગ કરવો પડે છે પણ આ સાચું નથી. વાચનાના માનસિક વ્યપારમા બાળક પોતાની અંતઃક્ષોભિક સ્થિતિનો પૂરેપૂરો ઉપયોગ કરે છે. ઘણીય ત્રુટિઓનું મુખ્ય કારણ તો અંત ક્ષોભિક સ્થિતિ જ હોય છે. જે આપણે તે દોષો ઉપર ધ્યાન આપીએ જે અશુદ્ધ કલ્પનાને લીધે ઉત્પન્ન થાય છે. તો આ વાત આપણે માટે તરત જ સ્પષ્ટ થઇ જગે. જો કોઈ પણ વાંચેલા પાઠનો ભાવાર્થ બાળકને પૂછવામાં આવે તો આપણને ખબર પડશે કે એ જે કંઈ બતાવે છે તેમાંથી ઘણુંખરું તો તે શબ્દાર્થ વગેરેની સહાય-તાથી સમજી શક્યો છે અને ઘણુંખરું એની કલ્પના અને અંતઃ-ક્ષોભના મિશ્રણથી ઉત્પન્ન થયું છે.

એક નથી હોતું, આ માટે દરેકનો ઉપાય પણ એક નથી હોતો. ડ, ઢ જો સ્પષ્ટ બોલવામાં ન આવે તો ગરબડ થઈ જાય છે. બરાબર ન સાભળવાને લીધે બાળક ભૂલ કરી શકે છે, ઠીક ન સાંભળવું અથવા જોવું, પહેલાંનું પાછળ અને પાછળનાને આગળ સમજવું, એક શબ્દ બે વાર લખવો, જોડાક્ષરો ન જોડી શકવા, અશુદ્ધ ઉચ્ચારણ જાણવું વગેરે ઘણાં એવાં કારણ છે જેનાથી ભૂલો ઉત્પન્ન થાય છે. આમાં ઘણીય એવી ભૂલો છે જે ઉપર શિક્ષક ધ્યાન આપે છે અને આપવું પણ જોઈએ, પણ આ બધી અશુદ્ધિઓ શબ્દની આકૃતિ, ધ્વનિ વગેરે વાતોથી સંબંધ રાખે છે. થોડા દોષો એવા છે કે જેઓનો સંબંધ શાબ્દિક વાતોથી નથી પણ એમનો સંબધ જોડણી કરનારના વ્યક્તિત્વથી છે. તે ભૂલો આપણે વ્યક્તિગત માની શકીએ છીએ અને મનોવિજ્ઞાનની દૃષ્ટિથી શિક્ષકે તે ઉપર ધ્યાન આપવું જોઈએ.

વ્યક્તિગત અશુદ્ધિઓના કેટલાય કારણો થઈ શકે છે ભૂલી જવું એ એક એવું કારણ છે જેનાથી કેટલીય અશુદ્ધિઓ થાય છે ભૂલ બધાથી થાય છે. પણ લગભગ તે જ બાળક વધારે ભૂલ કરે છે અને શબ્દો ખોટા લખે છે અથવા છોડી જાય છે જેઓમાં માનસિક વ્યાપાર ઉપર પૂર્ણ અધિકાર નથી હોતો મન ઉપર પૂરેપૂરો અધિકાર કરવો એ એક વ્યક્તિત્વનો મોટામાં મોટો ગુણ છે. થોડી ભૂલો ત્યારે થાય છે જ્યારે બાળક બરાબર જોડણી જાણતા નથી અને પોતાના તરફથી બનાવવાનો પ્રયાસ કરે છે. શબ્દો જોડવામાં આવા પ્રકારની કલ્પના બહુ જ હોય છે એવું પણ બને છે કે કેટલાય કઠિન શબ્દો નાના બાળકોની સમજમાં નથી આવતા આવા કઠિન શબ્દોની બાળકો જોડણી નથી જાણતા અને તેઓ ભૂલ કરે છે. જો તે શબ્દ કેટલીય વખત એકજ શ્રુતલેખન લખવો પડે છે તો દરેક વખતે તે એને જુદી જુદી રીતે લખશે થોડી ભૂલો બાળકની શારીરિક અને માનસિક ટેવો

'ઉપર નિર્ભર હોય છે. અને બાળક તે હમેશાં કરે છે. ઘણીય વખત અ સુદ્ધ વાચવાથી, અથવા ઉચ્ચારણ કરવાથી થોડી ખોટી જોડણી બાળકના મનમાં એવી ચોંટી જાય છે કે તે તેને ધ્યાનથી ખસેડી શકતો નથી આ માટે શિક્ષકને આ કહેવામાં આવે છે કે તે જે કંઈ નવીન વાત બતાવે તે ઠીક થવી જોઇએ, નહિ તો અશુદ્ધ વાતને લીધે બાળકને ભૂલો કરવાની ટેવ પડી જાય છે. થોડી ભૂલો બાળકની કલ્પનાં અને અ ત ક્ષોભિક સ્થિતિથી ઉત્પન્ન થાય છે. જ્યારે શ્રુતલેખન લખાવવામા આવે છે ત્યારે તે ઘણું ખરૂં તેજ લખે છે કે જે તે જાણે છે અને એની સમજમા આવે છે. અને કેટલીય જગ્યાએ જે લખવામા આવે છે એમાં, અને જે તે સમજે છે એમાં અંતર હોય છે તો ક્યાંક ક્યાક ખોટા શબ્દો લખી જાય છે. જેવી બાળકની 'સ્થિતિ ભાવવૃત્તિમાં હોય છે તેવી જ એના શબ્દોમાં ફેરફાર પ્રગટ કરવામાં થાય છે.

ગણિત અને ખાસ કરીને અંકગણિત એવો વિષય છે, જેમાં બાળકને સૌથી વધારે મુસ્કેલીઓનો સામનો કરવો પડે છે. થોડાં બાળકો તો એવાં હોય છે કે જે આ વિષયમાં કંઇ પણ નથી શીખતાં અથવા એટલા ધીમેધીમે શીખે છે કે આપણે તેઓને મૂર્ખ અથવા બુદ્ધિહીન સમજવા લાગીએ છીએ. એવું પણ જેવામાં આવે છે કે થોડા બાળકો એક વિષયમાં કમજેર હોય છે તો બીજા વિષયમાં ચતુર હોય છે. આવાં બાળકોને મન્દબુદ્ધિનાં માની લેવાં યોગ્ય નથી. વાસ્તવમાં આ બાળકોને ગણિત ભણાવતી વખતે રૂચિ અને શિક્ષણ-પ્રણાલીનું યોગ્ય ધ્યાન આપવામાં આવ્યું નથી. કોઈ પણ વિષયમાં અરૂચિ ઉત્પન્ન થયા પછી બાળક માટે ધ્યાન આપવાનું ઘણું મુસ્કેલ થાય છે. અંકોનું જ્ઞાન બાળકને વસ્તુઓદ્વારા અને ક્રિયાત્મક રીતે આપવું જોઈએ. અંક શું છે ? અને એનું શું મહત્વ છે ? આ વાત તો આગળ ચાલીને સ્પષ્ટ થાય છે.

માની લઈએ કે બાળકને ગણિતથી અરૂચિ નથી. હવે બાળકની

મુશ્કેલી શોધી કાઢવામાં આપણે આ જોવું પડશે કે ગણિતમાં કયી કયી માનસિક ક્રિયાઓની આવશ્યકતા છે. જે બાળક ગણિતના દાખલા હલ કરી શકતા નથી તેઓને કયી ક્રિયાઓ કરવામાં કઠિનતા પડે છે. ગણિતમાં ઘણા પ્રકારની સ્મૃતિની જરૂર પડે છે. ઘણો ખરો તર્ક પણ કરવો પડે છે પછી વિશ્લેષણ કરવું, સરવાળો કરવો, બાદબાકી કરવી, વગેરે વગેરે ક્રિયાઓ છે જે વિદ્યાર્થીના મનને કરવી પડે છે. યોગ્ય દાખલાઓ આપીને અને બાળકથી ક્રિયાઓ કરાવીને શિક્ષક આ શોધી કાઢવું પડશે કે કયી ક્રિયામાં બાળક મુશ્કેલીઓનો અનુભવ કરે છે.

શકવો. અધ્યાપકને ફક્ત એટલું જાણવાથી જ કામ નહિ ચાલે કે બાળક ગુણાકાર પ્રશ્નોને બરાબર કરી શકતો નથી, પણ ગુણાકારનો દાખલો કરવાની ક્રિયામાં કયા અંગમાં બાળક ભૂલ કરે છે. આ જાણી લેવાથી થોડા વખતમાં ગુણાકાર કરવાની મુશ્કેલી દૂર થઈ જાય છે. ફક્ત ક્રિયાના એક અંગમાં કમજોરી થવાથી ફક્ત તે ક્રિયા જ નહિ, પણ બીજી બધી ક્રિયાઓમાં પણ ગરબડ થઈ શકે છે, જે ક્રિયાઓમાં એનો ઉપયોગ હોય છે. જો શિક્ષક પોતાના કાર્યમાં ખરેખર સફળતા ઇચ્છે છે તો એને જોઈએ કે બાળકની અશુદ્ધિઓનું બરાબર વિશ્લેષણ કરીને એની કમજોરી શોધી કાઢશે.

અંતમાં આપણે પહેલા પ્રકરણ ઉપર પાછા ફરીએ છીએ. વર્તમાન કાળના શિક્ષણશાસ્ત્રમાં, જેના ઉપર મનોવિજ્ઞાનનો પૂરો પ્રભાવ પડ્યો છે, બાળક ઉપર પૂર્ણ ધ્યાન આપવામાં આવે છે. શિક્ષક માટે ખાલી વિષય જ જાણવો પર્યાપ્ત નથી. શિક્ષક માટે બાળક જાણવો પણ તેટલો જ જરૂરી છે જેટલો વિષય જાણવો. મનોવિજ્ઞાનના અધ્યયનથી બાળકના માનસિક વ્યાપારો શોધી શકાય છે. આ જાણી લેવાથી શિક્ષકને પોતાના કાર્યમાં પૂર્ણ સફળતા મળે છે. બાળકને અનુકૂળ અને એને માટે લાભદાયક કરવાની ચેષ્ટા કરવી એ શિક્ષકનું

શકવો અધ્યાપકને ફક્ત એટલું જાણવાથી જ કામ નહિ ચાલે કે બાળક ગુણાકાર પ્રશ્નોને બરાબર કરી શકતો નથી, પણ ગુણાકારનો દાખલો કરવાની ક્રિયામા કયા અગમા બાળક ભૂલ કરે છે. આ જાણી લેવાથી થોડા વખતમા ગુણાકાર કરવાની મુશ્કેલી દૂર થઈ જાય છે ફક્ત ક્રિયાના એક અગમા કમજોરી થવાથી ફક્ત તે ક્રિયા જ નહિ, પણ બીજી બધી ક્રિયાઓમા પણ ગરબડ થઈ શકે છે, જે ક્રિયાઓમા એનો ઉપયોગ હોય છે. જો શિક્ષક પોતાના કાર્યમાં ખરેખર સફળતા ઇચ્છે છે તો એને જોઈએ કે બાળકની અશુદ્ધિઓનુ બરાબર વિશ્લેષણ કરીને એની કમજોરી શોધી કાઢશે.

અંતમાં આપણે પહેલા પ્રકરણ ઉપર પાછા ફરીએ છીએ. વર્તમાન કાળના શિક્ષણશાસ્ત્રમા, જેના ઉપર મનોવિજ્ઞાનનો પૂરો પ્રભાવ પડયો છે, બાળક ઉપર પૂર્ણ ધ્યાન આપવામાં આવે છે. શિક્ષક માટે ખાલી વિષય જ જાણવો પર્યાપ્ત નથી શિક્ષક માટે બાળક જાણવો પણ તેટલો જ જરૂરી છે જેટલો વિષય જાણવો. મનોવિજ્ઞાનના અધ્યયનથી બાળકના માનસિક વ્યાપારો શોધી શકાય છે આ જાણી લેવાથી શિક્ષકને પોતાના કાર્યમા પૂર્ણ સફળતા મળે છે. બાળકને અનુકૂળ અને એને માટે લાભદાયક કરવાની ચેષ્ટા કરવી એ શિક્ષકનું

